# નવરાત્રીના ગરબા.

નવરાત્રિના દિવસોમાં ગાવાના

ગરબાઓનો સંગ્રહ.

**સર્વે સોખીલા સજનોને વાસ્તે**



અમદાવાદમાં

"સમશેર બાહાદુર" છાપખાનામાં સવાઇલાલ

રાઇચંદે છાપી પ્રસિધ કરયા.

સંવત ૧૯૪૬ કિંમત ૦—૩—૦ સને ૧૮૯૦

જ૫૧૯

# नवरात्रीमां गावाना गरबा.



## ૧ અથ શ્રી ભીમનાથનો છંદ.

નીરખો નીલકાના નીવાશીરે, નીલકાના નીવાસી.
મહીપત મોટાછો મેવાસીરે, નીલકાના.
રાજ જ્યાં વશો ત્યાં કાશીરે, નીલકાના.
દરશન કરતાં મટે ઉદાશીરે, નીલકાના.
ખજમત કરતાં આપો કાશીરે, નીલકાના
શીવજી બેઠાછો કૈલાશરે, નીલકાના.

ઢાળ.

પાંડવ રાજા પૃથ્વીમાંહી, આવ્યા તીરથ કરતા;
લ્યાવે ભગતી અરજુન પાંડવ,(૨)શીવજીની શેવા કરતારે. ની.
સાત અપવાસ થયા અરજુનને, ભીમને ચીંતા વાપી;
ભીમસેન તો ત્યાંથી ચાલ્યા,(૨)મન મનસુબો બાંધીરે. ની.
અઢારભાર વનસપતી જોઇને, માહા મત થઇછે મોટી;
અખંડ જાળની હેઠે આવી,(૨)ભીમે વાળી લોટીરે. નીલકા.
ભોળાનાથની ભાળ કરીને, આવ્યા ભ્રાતની પાસે;
શીવશંકરની શેવા કરતાં,(૨) સફળ પરવણી થાસેરે. નીલકા.
વરકોદરનાં વચન સુણીને, ચાલ્યા પાંચે ભ્રાત;
પાતરીયું પુજાની લીધી, (૨) સાથે કુંતા માતરે. નીલકાના
પંચામ્રત પુજા ઉપજાવી, પેર પેરની કીધી;

નૈવેદ્ય આરતી પુષ્પાંજળી ભણી,(૨)નમણુ લળી લળી લીધીરે.
પાંડવ . 'ત મળીને બેઠા, કીધા વનફળ અહાર;
અ. ત વાણી મનમાં જાણી,(૨) બોલ્યા પવન કુમાર. નીલ.
વરંદાદરતો વળતી બોલા, સાંભળ ભ્રાતજ મારા;
પારખું પોતાનું જોતાં (૨) પ્રગટી દુધની ધારારે. નીલકાના
અદભુત એવું અચરજ જોઈ, બોલ્યાં કુંતાજી માત;
ભગતીના વાશી કૈલાશી (૨)થાપી કો ભીમનાથરે. નીલકા.
સાચા ખોટાના સમખાશે, દેશ દશમાં ડંકો;
રીઝે તેને રીધી સીધી આપે, (૨)છે ભીમાણુંદ બંકો. નીલકા
ધમશાણુ ઘોડા દાતરો, પુત્ર ધન ઘણું આપે;
બળવારાની જુગતી જોતાં, (૨) કોટા વીઘન કાપેરે. નીલકા.
અમૃતગરને અભય કીધા, ઇસ્વેસર વરદાઇ;
આસણુગરને આપે તરૂઠા.(૨) સજન કીકા સવાઇરે. નીલકા
પ્રથમ પાંડવ પ્રગટને, પુજ્યા મારાજ;
પશ્રીમ ખેત્ર પત્ર હેમના(૨)જાલંધ્રોશ મહાર. /રે. નીલકા
ભીમનાથ મુજ હાથ ગ્રહજો, નીલકામાં ગુણ ગાઉ;
ગોરીદરામ કહે કરજોડી,(૨) કીજે કોમળ કાયારે. નીલકા



## ૨ અથ શ્રી ભીમનાથનો છંદ

પ્રથમ સમરૂ સરસ્વતાને ગુણપતી લાગુ પાય;
કીપા કરો ભોળાનાથજી, ગુણ તમારા ગવાય. ૧
દેસ દેશ ડંકો વાજીયો, ભલો ભીમાનંદ રાય;
પારે આવે પ્રેમશું, સુખ પામીને ઘેર જાય. ૨

વંઝાને બંધાવે ભોળો પારણાં, નીરધનનીયા ધન થાય;
બારે માસ વીવેકના, સાવણ રૂડો માસ. ૩
વીપ્ર આવે વેગે કરી, પુજાનો નહી પાર,
જુગતે જળ ચડાવતાં, ઉપર ચંદન સાર. ૪
અક્ષત આખા લાવતાં, પુસ્પ તણો નહી પાર;
આક ધંતુરો આંણીઓ, પત્ર બીલીનો સાર. ૫
અબીલ ગુલાલ ચડાવતાં, રૂપ તણો નહી પાર.
નવકુળ નાગે છાયા કરી, ઈન્દ્રી ધારા સાર. ૬
શોભા વખાણું સંભુ તણી, છત્ર તણો નહીં પાર;
વાજાં બાંધ્યાં વીવેકનાં, ધુધરમાળા નાદ. ૭
અંન અપાય અતી ઘણાં થાયે ધરમના સાદ;
ધજ રોપ્યો ધજાગરો, જાતાં જમણે હાથ. ૮
સનમુખ [illegible] સામનો, સોભા બની બહુ સાર;
આભુક્ષણ વ પાણીએ, કેતાં નાવે પાર. ૯
મોટાં મોટાં વર્ણવું, સાંભળજો સંસાર;
બંગલી અણોટી બાંધીઆ, નાકે નકવેસર. ૧૦
સેથો પુર્યો શીંદુરનો, બંદીએ જંગાલ;
નેણે કાજળ સારીઆં, રૂપ તણો નહી પાર. ૧૧
ગળે ગળોબંધ બાંધીઆ, હીચંતા ચંદનહાર;
બાંયે બાજુબંધ બેરખા, ચુડલો ઝાક ઝમાળ. ૧૨
કંચવો સાવ કીનખાપનો, ઓઢવા ઓઢણી સાર;
ધુધરવટ સોરે ઘાઘરો, ફરતી કસબી કોર. ૧૩
પગમાં ઝાંઝર પેરીયાં, ઝાંઝર નાદ ઘનઘોર;
અખંડ દીપક સોહામણા, અગરબતીની કોર. ૧૪

બેકાર બે ઝાળીઆં. ભીમ અરજુનની જોડ;
સામા ટુરભ સોહામણાં, બેઠા ઓડા ઓડ. ૧૫
ઘંટ ગ્રહીને વજાડતા; બાધા જોડા જોડ.
જાગ તણી જુગતી કહું, પાખરનો નહીં પાર. ૧૬
હેઠ મોભડા મેલીઆ, થાંભલા મેલા સાર;
ઊલેચ અતી રળિયામણા, સોનાનો નહી પાર. ૧૭
દુખ મટાડે દુનીઆં તણાં, નમે સહુ સંસાર;
વીપ્ર વેદ ભણે ઘણા, જુગતે જપે છે જાપ. ૧૮
માહાનત બેઠા મોજમાં, ઇશ્વર આપો આપ
હવે વખાણું તપસી તણી, જુગમાં બંધાણી માપ. ૧૯
મની જાણે મનોરગર, જપે અજંપા જાપ;
મત મોટી માશ્રા તણી, કુળ કરમી છે આપ. ૨૦
શ્રાવણ આવે શોભતો, કરો બળેવનાં કામ;
સીધાં જોખાય ચોપે કરી, ઘી દોણીએ ધાર. ૨૧
બ્રામણ જમે ભાવસુ, જુગતે જગન થાય;
જમે રમે જુગતે કરી, ઉપર દક્ષણા સાર. ૨૨
કીપા થઇ શંભુ તણી, નહી કાંઇ મારો ભાર;
આ ગરબો જે સાંભળે, તરશે નરને નાર. ૨૩
બુડતાં બાંહી ઝાલજો, કીપા કરો કઇલાસ;
કરજોડી ગરબો કરયો, નંદરામ તમારો દાસ. ૨૪
નજર રાખો ભોળાનાથજી, છે કંથારીએ વાસ;
દીન જાણી દયા કરો, રાખો ચરણુની પાસ. ૨૫
સંવત ૧૯ સે નવનો, સાવણ સુભછે માસ;
ભાવે ભજે ભીમનાથને, તેની પુરશે આસ. ૨૬

## મહાકાળીનો છંદ. ૩

માજી તું પાવાની પટરાણી, ભવાની મા કાળકા રે લોલ;
માજી તારે ડુંગરડે ચડવું કે, અતી ઘણુ દોહલું રે લોલ. ૧
માજી તારા મંડપનાં દરસન કે, કરવાં સોહલાં રે લોલ;
માજી તારે દામોદરજી કુંડ કે, પરજે પેદાં થયો રે લોલ. ૨
તેમાં કાંઈ ગળે મનુષનાં હાડ, માને સહુ માનવીરે લોલ;
માજી તારા કુકડીઆ દસ વીસ, જઇ વનમાં ચરેરે લોલ. ૩
તેને મુગલે મારી ખાધા, બોલાવ્યા પેટમાંરે લોલ;
માજી તારા શેવકીઆ દશવીશ કે, સૌ ભાગી ગયારે લોલ. ૪
માજી તારા બાળપણાનો બેલી, બુઢીઓ બેશી રહયોરે લોલ;
માજી તારે કાંબી કડલાં જોડ કે, ઝાંઝરી ઝમ ઝમેરે લોલ. ૫
માજી તારે અણવટ વીછીઆ પાય કે, ઘુઘરી ઘમ ઘમેરે લોલ;
માજી તારે દશે આંગળીએ વેઢ, પોંચી પરવરીરે લોલ. ૬
માજી તારે ગરવણ ઝબુકે ઝાલ, કંઠે હાર સોભતોરે લોલ;
માજી તારે ટીલડી તપે લેલાટ, સેથો પુરયો સોભતોરે લોલ. ૭
માજી તારે નાકે નકવેશર મોર, સોભા બહુ બનીરે લોલ;
માજી તરો સોળ સજા સણધાર, રમવા નીસરયાંરે લોલ ૮
પતઇને ઘેર ચતુરા નાર કે, કાળકાશુ બેનપણારે લોલ;
બેની મારે ગરબે રમવા આવો, ભવાની મા કાળકારે લોલ. ૯
પતઇની રાણીયું રમે સાત કે, આઠમુ એ કોણ રમેરે લોલ
પતઈએ રાણીને પુછી જોયુ કે, એ નાર કોણ રમેરે લોલ. ૧૦
પતઇએ દલ વીચારી વાત કે, કાલ ઓડા બાંધશુરે લોલ;
અંબાજી કળીઆં એકાએક, ઝાલ્યો માનો છેડલોરે લોલ. ૧૧
માગ માગ પાવાના રાજન, તરૂશમાન હું થઇરે લોલ;

માગુ માગુ એટલુ વરદાન કે, મોસે પધારજોરે લોલ. ૧૨
ફટ ફટ પાવાના રાજન કે, એ શું બોલીઓરે લોલ;
માગ માગ ઘોડાને ઘોડાર, કે હસ્તી આપુ ઝુલતારે લોલ. ૧૩
માગ માગ ગરથને ભંડાર કે, ખજાના અતી ઘણારે લોલ;
માગ માગ પુત્રને પરીવારકે, બંધાવુ ઘેર પારણારે લોલ. ૧૪
માગ માગ ઘેલુડી ગુજરાત કે, બાણું લાખ માળવોરે લોલ;
માગુ માગુ એટલું વરદાન, મોલે પધારજોરે લોલ. ૧૫
ફટ ફટ પાવાના રાજન કે, પાવે તારો પાપે ગયોરે લોલ;
સુઠ મતી તું થયો રાજન કે, હુ દેવી કાળકારે લોલ. ૧૬
અંબાજી થયાં છે અલોપ કે, પતઇએ હાથ ઘસારે લોલ;
માજીએ લીધો ચારણનો વેશ કે, નાયકંધણુ પોતે થયારે; ૧૭
માજીએ લશકર હાકયાં લાખ કે, મુગલા દઇતનાંરે લોલ.
પોઠમાં ભરીયા મુગલા દઇત કે, પાવેગઢ પરવરયાંરે લોલ ૧૮
પોળે આંધળીઓ દરવાન કે, પુછવા લાગીઓરે લોલ;
કોને ભાઇ કયાંથી આવી પોઠકે, પોઠમાં સું ભરયુંરે લોલ. ૧૯
પોઠમાં ભરીયા આંબા સાખ કે, પતઇજીને ભેટ જશેરે લોલ
બુઢીએ ત્યાંથી વરતીવાત કે, ભાલા નાંખીયારે લોલ. ૨૦
ભાલા નાખ્યા પોઠ માંઇ કે, મુગલા નીસરારે લોલ;
નીસરયા હઠીઆ હેબતખાન કે, ખડગ હાથમાંરે લોલ. ૨૧
કાળકાજી લેજો પેલો ભોગ કે, દરવાણી તમને ચડોરે લોલ;
ગઢમાં ઘાલ્યા મુગલા દઇત કે, પાવેગઢ પરવરયાંરે લોલ. ૨૨
પતઇએ પાવે ચડીને જોયું કે, દળ દીઠુ બહુરે લોલ;
માથે દુધીયું તળાવ કે તે સુકાઇ ગયુરે લોલ. ૨૩
પતઇએ ખોદાવ્યા બે કુંડ કે જળમાંહી નવ રહયુંરે લાલ;
પતઇએ દલ વિચારીવાત કે, કોપ કાળકાનો થયોરે લોલ. ૨૪

પતઇ જઈને લાગ્યા પાય કે, સ્થીર કરી થાપીઆરે લોલ;
અબુદ્ધી અજ્ઞાની હુ અંધ કે, માને નવ ઓળખ્યાંરે લોલ ૨૫
સોડ ચતટ્ટ ચાંપાનેર કે, કાળકાને પાય પડુરે લોલ
તારા ગુણ ગાય મંગળજી ભટ કે ચરણે રાખજોરે લોલ. ૨૬

——⊰(✳)⊱——

## અંબાજીના સણગારનો. ૪.

સંભુ સરસત શામીને ચરણે નમુરે લોલ
મારી અલપ બુધીને ગુણ શા કહુરે લોલ. ૧
અંબા ચાચર રમવાને માત નીસરીરે લોલ;
તેના જનમો જનમ દુખ વીસરાંરે લોલ. ૨
દેશ દેશથી આવ્યા છે ઠામો ઠામથીરે લોલ;
અંબા અલબેલી દીશેછે વરસ સોળનાંરે લોલ. ૩
બાળા સુંદરી બીરાજે બાળા વેશમાંરે લોલ;
તેલ ફુલેલ વાલુ છે કાળા કેશમાંરે લોલ. ૪
લટક લાડવેગ પાડયો છે, ગોરા ગાલમાંરે લોલ;
ત્રંબક, ત્રાજવું તરોફાવું, હેઠ હેઠમાંરે લોલ. ૫
સારૂં શીગોકું સોભાગ, આંજી આંખડીરે લોલ;
નકવેશરની બીરાજે સોભે મોરલોરે લોલ. ૬
ચોડયા ચોંખલા ને, ટીલડી કરી કપાળમાંરે લોલ;
ગુંથે મીંડલો વીશેશ, અંબા વાંકડીરે લોલ. ૭
સેથો સીંદુરે ભરયોછે અતી ઓપતોરે લોલ;
જાણે મેઘમાં ઉગમતો રવી શોભતોરે લોલ; ૮
ગાંઠે ઝાંઝરનાની ધમકે ઘુઘરી ઘણીરે લોલ;

માના કાનમાં લેકેછે કનક પાંદડુરે લોલ. ૯
વેણુ-નાસુકી ચલાવે મદમાં ઘણુંરે લોલ;
માના કાનમાં છે કનક કેરી ટોટીયુરે લોલ. ૧૦
સારા ઘાટમાં તીખાર ફરે મોટીયુરે લોલ;
સોભીતો કંટેશરાને એક હાણીયુંરે લોલ. ૧૧
પારો સુધ પીત હેમનો પડ્યો ગળેરે લોલ;
ચીડમાળા વરેકે હાર હેમનારે લોલ. ૧૨
હીરા સાંકળી ને લાલ મોતીઓ જડીરે લોલ;
ઉર ઉપરે તે હાર પુસ્પ કેતકીરે લોલ; ૧૩
બાંએ બાજુબંધ લેકે ચુડી કાંકણીરે લોલ;
વેઢ વાંકડાને વીંટી ને છલા આરસીરે લોલ. ૧૪
પોંચે પોંચી ચુડામણી રતનશું જડીરે લોલ;
હાથ પીઆલા ભરયાછે મધુપાનનારે લોલ. ૧૫
કમરપાટશું કટાર બાંધ્યો ભેટમાંરે લોલ;
કટી મેખલા જડાઉ ઘણું ઓપતારે લોલ, ૧૬
કાંબી કડલાં પેરયાંછે ગોળ ઘાટનાંરે
ઝાંઝર લંઘર ને તોડા દાશે ફેરમારે લોલ. ૧૭
અણવટ વાછીઆ ચમકતા સોભા ઘણીરે લોલ.
માની ઘાઘરીએ ઘુઘરી છે સોભતીરે લોલ. ૧૮
માંહી બુટી ભરાછે જરી જાતનીરે લોલ;
નવ રંગની ઓઢીછે માયે ચુંદડીરે લોલ. ૧૯
સતો જાણે ઇશાન કેરી વીજળીરે લોલ;
કીધી ઓઢણી વાશંગી શેશ નાગનીરે લોલ. ૨૦
હેઠ ગાંદલાં ગોળ ઘાટની ઘરીરે લોલ;
ગુંજ ગરબો લીધોછે તનું ટેકમાંરે લોલ. ૨૧

ઠીક ઠરાવી લીધોછે વીવેકમાંરે લોલ;
પૃથ્વી પચાસ કરોડનું કીધું કોડીયુંરે લોલ. ૨૨
સાત સાગરનું નીર ગરત પુરીયુંરે લોલ;
મધે મેલ્યો કાંકડો જલહુરે મેરૂ હેમનોરે લોલ ૨૩
દેવી ચોસઠ મલી છે ત્યાં સામટીરે લોલ
નીચી કેડથકી નમેને ગાયે ધ્યાનમાંરે લોલ ૨૪
ફરેફુદડીને હાથ લીએ વાંસોંરે લોલ;
ચુડા ખલકે ને રાસલીએ ડાંડીએરે લોલ. ૨૫
હાથ ફુલના દડાને માંહોમાંહી રમેરે લોલ;
કેડ પાતળીને પેરી દીસે વાણીયુરે લોલ. ૨૬
ગંગા કાશીથકી તે જોવા આવીયાંરે લોલ.
તેને અંબીકાજીએ મોતીડે વધાવીયારે લોલ. ૨૩
વીષ્ણુ વૈકુંઠ થકી તે જોવા આવીયારે લોલ;
શીવજી કઈલાસ થકી તે જોવા આવીયારે લોલ. ૨૮
આવ્યાં તુલજા ને બઉચરા તોતળારે લોલ;
આવ્યાં ભવાનીને માતાજી ભવનેસ્વરીરે લોલ ૨૯
બારમેઘ તે આવ્યાછે અમી વરસતારે લોલ;
જોવા આવી પાતાળ કેરી નાગણીરે લોલ ૩૦
અતી ફુટડીને, તેતો વરણાગણીરે લોલ;
દઇત મેખાસુર જોવાને આવીયોરે લોલ ૩૧
તેતો અંબા તણી નજરે ચડયોરે લોલ;
ક્રુરગાત્ર ચડાવ્યું ઘણી રીસમાંરે લોલ ૩૨
ચકર ફેરવીને મેલુ દઇત શીશમાંરે લોલ
દઇત મારયો તે મઇખાસુર માહા પાપીઓરે લોલ ૩૩

ત્યાં દેવતાએ પુસ્પની વૃસ્ટી કરીરે લોલ;
જે કોઈ ગાય શીખેને સાંભળેરે લોલ. ૩૪
તેની મોત અંબાજી આશા પુરશેરે લોલ;
ભટ વલભ મેવાડો માને આમણેરે લોલ. ૩૫
એના જનમો જનમ દુખ વીશરાંરે લોલ.



## અથ શ્રી સીતા હરણનો ગ.

વાણી આપોને તમે સારદારે, (બહુચરી) ગુણ તમારા ગવાય.
લાંબી વેણુ તે શ્રી રામનીરે, (બહુચરી) સતીતણો ભરથાર, ૧
સીતાએ મરવો રોપીઓ, (બહુચરી) મૃગો ચરીને જાય;
ફાલ મરાવું મુવા મૃગલારે, (બહુચરી) વાડી તજીને જાય. ૨
સીતાએ રઢ બાંધીશુ (બહુચરી) કાંચલડી શીવડાવ;
સાવ સોનાનો તારો કંચવો, (બહુચરી) ચાંબડની શી હામ ૩
નહી સગો નહી સાગવો, (બહુચરી) નહી મામો મોસાળ;
કુળમાં તે નહી કોઇ બંધવો, (બહુચરી) નહી ખાંતીલો ભરથાર
શીગઠ લીધી સોયામણીરે, (બહુચરી) વન ચાલ્યા બાવનવીર
વનમાં જઇ બાણ વધેરીઆંરે, (બહુચરી) મૃગો મારયો પેહેલે તીર
પડતાં તે મૃગલો ઓચરેરે, (બહુચરી) ધાજે લક્ષમણ વીર;
કાવડ કરીને મૃગો લાવીઆરે, (બહુચરી) નાંખ્યો મઢીની બહાર
સુની મઢી મારા નાથનીરે, (બહુચરી) કાગ કવેળા જાય;
રામ રૂએ લક્ષમણ વીઝવે, (બહુચરી) માં રૂવો ગેલા રામ. ૭
સીતાથી ભલેરા પરણાવીશુ, (બહુચરી) ઠરાવીશુ સીતા નામ;
જળજળ કમળ ન નીપજે, (બહુચરી) ઘેર ઘેર સીતા નોય. ૮

ગઈ સીતાને આપણુ વાળશુ,(બહુચરી) લઇ હોરા સુખ થાય;
રામ સભામાં બીડું ફેરવ્યુરે,(બહુચરી) કોઈ નર ઝડપે,થાય. ૯
મોટા રામનો વાંદરોરે, (બહુચરી) ઝાલ્યું તે જમણે હાથ;
ઠેડ ઠેડ ઉડયો તે વાંદર ઠેકડે,(બહુચરી) ગયો લંકા મોઝાર ૧૦
જોયાં ચોરાશી ચઉવટાંરે, (બહુચરી) જોઇ બવરી બજાર;
જોયાં મેડી મંદર માળીઆંરે,,(બહુચરી) જોયો રાવણનો બાગ.
આશો પાલવને ઝાડવેરે. (બહુચરી] બેઠાં સીતાંજી માય
આરે મુંદ્રીકા મારા નાથનીરે, (બહુચરી) પેરતા જમણે હાથ૧૨
રામે માતાજી મને મોકલ્યોરે, (બહુચરી) લક્ષમણે દીધી એંધાન
વાંદર તુંછે ભુખાળવોરે,(બહુચરી) પડયાં વનફળ વીણી ખાય;
એક ખાઇને બીજુ આંબળેરે, (બહુચરી) ખંખેરીને ખાય
બાળી જાય છે માથું કુટતોરે, (બહુચરી) રાવણ પાસે રાવ. ૧૪
રાવણે સાથીડા સંગારીઆરે, (બહુચરી) દજો ફરસીના ઘાય.
એક ઝીલેને બીજુ જાળવેરે, (બહુચરી) અગેન અડે એક ૧
સાચુ બોલરે અલા સાવજારે, (બહુચરી) શેણેછે તારૂ મોતઃ
સારી લંકા કેરા ચોવટારે, (બહુચરી) તાજાં કેવડીઆં તેલ;
પુછડે મેરાંયા પ્રચટોરે, (બહુચરી] ઝટપટ કરો ઉકેલ;
ઠેડ ઠેડ ઉડયો તે વાંદર,ઠેકડેરે, (બહુચરી) ગયોતે લંકા મોઝાર
બાળ્યાં ચોરાશી ચઉટાંરે, (બહુચરી) બાળી તે બવરી બજાર;
બાળ્યાં મેડી મંદર માળીયાંરે(બહુચરી) રાખી રાવણનો બાગ.
આશો પાલવને ઝાડવેરે, (બહુચરી) બેઠાંછે સીતાજી માંય;
રજા લઇને વાંદર ચાલીઓરે, (બહુચરી)આવ્યોતે રામની પાસ,
રામે તે સેન હુંકારીઆંરે, (બહુચરી) આવ્યા તે સમુદ્ર તીર;
પાજ બાંધીને સાગરઉતરારે, (બહુચરી) નાવ્યા સુવેલી રેઘુવીર

લંકા સામા મોરચા માંડીઆરે, (બહુચરી) મારયો રાવણરાય;
રાવણું મારીને સીતા લાવીઆરે (બહુચરી) પુશ્પની વ્રશટી થાય
(બોલો બોલો શ્રી જાનકી નાથકી જે.)



## ૬ અથ દશ અવતારનો છંદ.

કાળી તારૂં કારણછે મોટું રે, તુજવીણ તે સર્વ ખોટું રે. ૧
આદ અંતે મધ્યે મોરી માતા, બ્રમા વીષ્ણું મહેશ ગુણગાતા.
સર્વ દેવતાનું તારૂ છે ઇષ્ટ માજી તું થકી નહી કોઇ શ્રેષ્ટ. ૩
મછ કછને વારાહ રૂપરે, માજી તે પણ તારાં સ્વરૂપરે. ૪
વામનરૂપ ધરૂ માહારાજે, ઇંદ્રાસન રાખવાને કાજે. ૫
નરશીંહરૂપ ધરયું વીશાળ, ભગત પેહેલાદની કીધી પ્રતીપાળ.
ફરસુરામે તે ફરસી લીધી, માત પૃથ્વી નખત્રી કીધીરે. ૭
રામ રૂપ ધરી રાવણ મારયો, ભગત વીભીક્ષણને ઉગારયો.
ક્રસ્ન અવતારે લીલા કીધી, તેની વાત જેવરસે લીધીરે: ૯
બુધ અવતાર લઇને તમે બાળા, ધ્યાન ધરી લઇ બેઠાં માળા.
નકલંકી નીરમલ થાશે, ત્યારે તુહી તુહી કેહેવાસેરે ૧૧
દશ અવતાર અંબાના ગાશે, તેને સુખને સંપત થાશેરે. ૧૨
તારા હોય તે તુજને જાણે, દાશ જીવણ માહા રશમાણે. ૧૩
(બોલો અંબામાતની જે)



## ૭ રાધા ક્રશ્નનો છંદ.

સ્વસ્થાન નવાનગર મહ. લાપુરના વાસી ગાંધી કાળીદાશ દેવકરણ પાથી.

વાહાલો નીત નીત નવલી લીલા કરેરે લાલ;

વાલો જુવતીના જુથની સાથે ફરેરે લોલ. ૧
વાલો રમે જમેને કરે વાતડીરે લોલ;
નવ જાણે દીવસ કે રાતડીરે લોલ. ૨
સુંદર વનરા તે વન રળીઆમણુંરે લોલ;
સુંદર જમનાનાં નીર સોહામણાંરે લોલ ૩
આછી છાયા કદમ કેરા પાનનીરે લોલ;
મેલી બેઠા માહારાજ સંગે માનનીરે લોલ ૪
તેવ તેવડીને સર્વ સરીખીરે લોલ
તેમાં વાહાલી તે કુંવરી ભ્રખુભાણુનીરે લોલ ૫
તેને જોવા મળી જુવતી સહુરે લોલ
કાન કાળાને રાધાજી ગોરાંરે લોલ ૬
સામ સામાં બેસીને રમે સોગઠાંરે લોલ
જે કોઈ હારે તે પાય લાગી રહેરે લોલ ૭
લીલી પીલી સોગઠી રાધાતણીંરે લોલ;
કાળી રાતી સોગઠી છે પ્રભુજી તણીરે લોલ. ૮
જેવા બંધ બાંધોને પાસા નાંખીઆરે લોલ
પ્રથમ પાસા ઢારયાછે સામા સુંદરીરે લોલ. ૯
પડયા પનર સતરને પોબારનારે લોલ
પછી સાત પાંચને કચા બારનારે લોલ. ૧૦
પછે પાસા તે પ્રભુજીએ ચલાવીઆરે લોલ
નાંખ્યા નાથેને દાવલા ન આવાઆરે લોલ ૧૧
પડયો પંજો છકો દાણા ચારનોરે લોલ
પછી સાત પાંચને કચા બારનારે લોલ. ૧૨
રંગે રમતાં તે રાધકાજી જીતીઆંરે લોલ;

ચાર સોગઠાં પ્રભુનાં કાચાં રહયાંરે લોલ. ૧૩
પ્રભુ પાએ લાગો અમારી ચારણીરે લોલ;
જો જાને ધુતારો તુંતો ચોળતીરે લોલ. ૧૪
મન હરીને મુજને હરાવીઓરે લોલ;
પ્રભુ રોસ આવડી નવ કીજીયેરે લોલ. ૧૫
પ્રભુ પાસા નથી કેના હાથમાંરે લોલ;
હરી હારયા સઇયર કેરા સાથમાંરે લોલ. ૧૬
ચતુર હોય તો ચંતમાં વીચારવુંરે લોલ.
બેશીએ જોઈ તો નવ પડે હારવુંરે લોલ. ૧૭
પ્રભુ હારયા થકી તો જોતું ભલુરે લોલ;
નીકર સહાય રેહેવું તમારે એકલુરે લોલ. ૧૮
એટલું કહીને રાધાજી ઉઠીઆંરે લોલ;
દાસ કલ્યાણના પ્રભુને મનાવીઆરે લોલ. ૧૯

( બોલો શ્રી કૃશ્નદેવની જે. )

——⊱✾⊰——

## ૮ રોઝી માતાનો છંદ.

રોઝીમા ચરણે નામુ આનંદમાંરે લોલ.
દીન જાણી દીઓ આશીશ થાજો સાહીરે ૧
માજી સોભા તે અનંત અપાર દીસે તમારીરે;
તેના ન લહું બ્રમાપાર શી બુધ્ધી મારીરે. ૨
સંક્ષેપે લીલા ગાઉ કે કાને ધરજોરે;
માજી ગીત દરસનની આશા તમે સાય કરજોરે. ૩
રૂડાં દીસે છે મંદીર સાર બેઠા બીરાજોરે;
તેની સોભા તણો નહી પાર પાસે સીંધુ ગાજેરે. ૪

બેઠા ગણુપત ગવરીનંદ દક્ષીણ દીસેરે;
શેવકને છે આનંદ જોતાં મન હીશેરે. ૫
માજી ભેરવને હનુમંત બેઠા દુવારેરે;
વાગે દુદંભી ઘોર નીશાન લાગે મીઠારે. ૬
માજી વીસ કરે છે હોમ ઝાલર ઝણકેરે;
તેના ધુમ્ર ગયા સવરંગ ભ્રામવા જણકેરે. ૭
માજી નિત નિત ઓછવ થાય ચાચર રમેરે;
સહુ સેવક મળી ગુણ ગાય માતાજીને ગમેરે. ૮
રૂડા દીશે પતાકા સાર કાંકણી વાજેરે;
માજી નેપુરના ઝણકાર ગગનમાં ગાજેરે. ૯
માજી બેઠા બીરાજો માય સણગાર સોહીએરે;
માજી અણવટ વીંછવા પાય જોતાં મન હીંશેરે. ૧૦
કડ કડતાં કડલાં વાજે ઝાંઝર ઝમકેરે;
કર કંકણ રણઝણ થાય ઘુઘરા ઘમકેરે. ૧૧
માજી ચરણા ચોળીને ચીર ચુંદડી સારીરે.
કાંચલડી આછી નીર જાઉ મહા હારીરે; ૧૨
માની બાયે બાજુબંધ કંચન ચુડીરે;
અંગે લેપન કીધાં અરગજા સોભા સારીરે. ૧૩
કંઠ પાટા સોહીએ સાર શોના કેરીરે;
કાને કુંડળનો ઝણકાર પાંદડી પેરીરે. ૧૪
મુખ ચંદન જોત અપાર નાકે મોતીરે;
પેરી મોતી કુસંપના હાર, સોભા રૂડીરે.
માજી કંઠે રાખલડી સાર, ગોફણો સોહીએરે;
માજી દીસોછો ઝાકઝમાલ જોતાં મન મોહીએરે. ૧૫
માજી થાળ ભરી ખીર ખાંડ, ભોજન કીજેરે;

સંહુ સેવકનાં પુરે લાડ, દરશન દીજેરે. ૧૭
સેવક જનની વાણી, માની લેજેરે;
માજી કૃપા કરો દીનજાણી, ચીતમાં રેજોરે. ૧૮
સેવકને રેજો સાહ; દાશ તમારારે
માજી નીત નવ ગુણ ગાઉં, મુજને ઉગારોરે. ૧૯
કરજોડી કહે કાશીરામ, અશરણ સરણેરે;
વાલું રેજો તમારૂ નામ, રાખો ચરણેરે. ૨૦
ગાયો સંવત ૧૮૧૧ શાવણ માસરે;
માજી એકાદશી બુધવાર, પુરો કીધોરે. ૨૧
જે કોઇ ભાવીક તે ગુણ ગાય, તે સુખ પામેરે;
તેને દીજે રોઝીમાત, દુકરીત કાપેરે. ૨૨
રોઝી મા નામુ શીશ, આણંદ મારેરે;
દીન જાણી દીઓ આશીસ, થાજો શાહયરે. ૨૩

બોલો રોઝી માતાની જે.



## નવ દુરગાનો ગરબો. ૯

રંગે રમે આનદે રમેરે, આજ નવદુરગા રંગે રમે. ટેક
આદીતે આવ્યા અલબેલી,
મંડપમાં મતવાલી ભમેરે; આજ૦ ૧
સોળે શણગાર માને અંગે સુહાવે,
હીરલા રતન માને અરૂણા સમેરે. આજ૦ ૨
સોંગળવારે માજી છે ઉમંગમાં,
ચાચર આવીને ગરબે રમેરે, આજ ૩

બુધવારે માજી બેઠાં બીરાજે,
રાસ વીલાસ માનો ગાયો ગમેરે. આજ૦ ૪
ગુરૂવારે આદ્ય ગરબે રમે છે,
ચંદન પુશ્પ તે માને ગમેરે. આજ૦ ૫
ભરગુવારે માજી ભાવ ધરીને,
બ્રાહ્મણ રમે તે માને ગમેરે. આજ૦ ૬
સનીવારે મહાકાળી થયાં છે,
ભીક્ષા ભોજનમન ગમતી જમેરે. આજ૦ ૭
વલ્લભ કહે માને ભાવે ભજોને,
રાસ વીલાસ માનો ગાયો સમેરે. આજ૦ ૮



## ચાચર ખેલવાનો ગરબો. ૧૦

રંગમાં રંગમાં રંગમાંરે, બાળી બહુચર ખેલે મા રંગમાં,
અંબેતી બોલીને લીએ રંગ તાળી,
થઇકાર થઇકાર થંભમાંરે, બાળી૦ ૧
અનેક અસુરને માએ સંહરયા,
સોભા બની માના સંગમાંરે. બાળી૦ ૨
શોળ શણગાર માના અંગે સોહાવે,
નકી ચુની જડી છે નંગમાંરે. બાળી૦ ૩
ચાચર આગળ છંદજ બોલે,
ગરબે રમે છે આનંદમાંરે, બાળી૦ ૪
સુવાતી ચંદન કેસર કસ્તુરી,
અબીલ ઉડે આનંદમાંરે; બાળી૦ ૫

ચોસઠ જોગણી મા ચાચર ખેલે,
ગરબો ગાયો આનંદમાંરે; ખાળી૦ ૬
વલ્લભ કહે સૌને ભાવે ભજોને,
જઈ નાયા તે ગંગમાંરે; ખાળી૦ ૭

## દઈતુને રણમાં રોળવાનો ગરબો. ૧૧

દઈતુને રણમાં રોળ્યારે આજ દઈતુને રણમાં રોળ્યા;
મારયો તે મહીસાસુર મતવાલો,
ચંડ મુંડ ચપટીમાં ચોળયારે; આજ૦ ૧
શુભ નીશુભ તણાં શીસજ છેદ્યાં,
ધુમ્ર લોચન ધધોરયોરે; આજ૦ ૨
લોયે પડયા પડયા કરે હોકાર,
ત્રીશુળ ઉપર તોળ્યારે; આજ૦ ૩
નવ ખંડમાં માએ નજરજ કીધી;
ખપર લઈને ખોળ્યારે. આજ૦ ૪
બ્રહ્માણી રુદ્રાણી માહેસવરી મળીને,
મદના પીયાલા ઘોળ્યારે, આજ૦ ૫
આઠમે દીવસ માયે જગનજ કીધો;
હવનમાં લઈને હોમ્યારે. આજ૦ ૬
કહે વલ્લભ તારો પાર ન જાણું;
બોતેર કોટી દઈત્ય બોળ્યારે આજ૦ ૭

## જગત જોગમાયાનો ગરબો. ૧૨

દેવા દરસંન દયોને દયાળી જગત જોગ માયારે;

નવ નોરતાંની રાત હવે આવી, જગત૦ ૧
શકતી ગરબે રમવાને આવો, જગત૦
નીત્ય નવા નવા રંગ લાવો. જગત૦ ૨
આવી આસો સુદ બીજ અજવાળી, જગત૦
કૃસ્ન રૂપે થયાં માહાકાળી. જગત૦ ૩
દેવી ગરબે રમે છે વાળી,વાળી. જગત૦
દેવી દીસો છો જુગમાં દીવાળી. જગત૦ ૪
પગ પ્રહારે પૃથવી ધરણે, જગત૦
સપ્ત પાતાળે શેશ ગડગડે. જગત૦ ૫
ઇંદ્ર ઇંદ્રાણી છંદજ ગાય, જગત૦
નારદજી નટવર થાય. જગત૦ ૬
બ્રહ્મ ઘોરનો ગરબો કીધો, જગત૦
રમવાને સીરપર લીધો. જગત૦ ૭
બ્રંહ્મા વેદ ભણે ને નાચે, જગત૦
વાજે વાજાંને કાનવર નાચે, જગત૦ ૮
વાજે નોબત નગારાં મરદંગ, જગત૦
દેવી નાદ નગારાં ને છંદ, જગત૦ ૯
તેની ધુન્ય ગગનમાં ગાજે, જગત૦
વાંજા અનેક પ્રકારે વાજે, જગત૦ ૧૦
ઘોર ઘુઘરાનો ઘમકાર, જગત૦
પાંખે ઝાંઝરીનો ઝમકાર, જગત૦ ૧૧
હીંચ લેતાં કુલરીયું ખળકે, જગત૦
દેવી શોભા તણી જોત ઝળકે, જગત૦ ૧૨
દેવી નાકે રતો નીરમળ મોતી. જગત૦
દેવી ચંચળ નયણે જોતી, જગત૦ ૧૩

દેવી ત્યાંત તરસંતીને જાલ, જગત૦
દેવી ચાલોછો જગવંતી ચાલ, જગત૦ ૧૪
દેવી માયા રૂપે છો માયા, જગત૦
દેવી ચઉદ બ્રહમાંડ નીપાયા, જગત૦ ૧૫
દેવી બાળા રૂપે છો બાળા, જગત૦
દેવી કાપોછો મોહની જવાળા, જગત૦ ૧૬
દેવી ઘણાં ઘણાં કામજ કીધાં, જગત૦
દેવી ભગતનાં કારજ સીધાં. જગત૦ ૧૭
દેવી બહુ રૂપે બીરાજો, જગત૦
તેવ તેવડી શંઘાતે છાજો. જગત૦ ૧૮
દેવી સંવત અઢાર ઓગણ ચાલો, જગત૦
છંદ ગાયો છે રશીક રૂપાળો. જગત૦ ૧૯
કહે શીવરામ દાસ તમારો; જગત૦
મુને ચરણે રાખીને ભવ ઠારો. જગત૦ ૨૦
આસો સુદ બીજ અજવાળી, જગત૦
ગુરૂવારે થયાં માહાકાળી. જગત૦ ૨૧



## માહાકાળીના સાતવારનો ગરબો. ૧૩

માહાકાળી છે મંગળ રૂપેરે અંબા અલબેલી;
માને જાણુ તે બ્રહમ સ્વરૂપેરે અંબા અ૦
બુધવારે બધે પરવરીયાંરે, અંબા અ૦
અંબા શ્રીપત ઘેર અવતરીયાંરે, અંબા અ૦
ગુરૂવારે તમે છો ગરવાંરે, અંબા અ૦

ગુણ સરવે થકી છો નરવાંરે. અંબા અ૦ ૩
સુકરવારે કીધાં સુક્રીતરે, અંબા અ૦
માને વેદ વખાણે એવી રીતરે. અંબા અ૦ ૪
શનીવારે સહુને માત સરખીરે. અંબા અ૦
માનો મહિમા ગાઉછું નીરખીરે. અંબા અ૦ ૫
રવી તેજ તણું શું કહીએરે; અંબા અ૦
માને અનેક પ્રકારે ગાઇએરે. અંબા અ૦ ૬
સોમવારે જુઓ સાંભળીરે; અંબા અ૦
શીવ શકિત રૂપે માહાકાળીરે. અંબા અ૦ ૭
સાત વાર ગાયા છે હવે સારારે, અંબા અ૦
ગુણ ગાયે લક્ષ્મીરામ તારારે. અંબા અ૦

—— (૦) ——

## સારદાના સણગારનો ગરબો. ૧૪

સારદા માતારે મા વિનવું લાખોવાર લાગુ પાય;
વાણી આપોરે મા દયા કરી, તેમ અક્ષર આપો માય. ૧
સરસ્વતિ ગણપતીરે મા સ્તવન કરૂ જેના ગુણ ગાયા નવી જાય
નયણે નિરખુરે મા માતને; ધન્ય ધન્ય આરાસુરી માય. ૨
શીશે શોભેરે મા રાખડી, ને શ્રવણ ઝબુકે ઝાલ્ય;
ઓપે ઓપેરે મારી અંબામા; જેની જોત્ય પડે બહુ ઝાલ્ય. ૩
શામ ત્રવેણીરે મા ચોટલો, માંહી જડીત્ર ગોફણો સાર;
ઓફણે ફરતીરે મા ઘુઘરી, જેનો સુંદર ઘાટ અપાર. ૪
તિલવટ સોયેરે મા ચાંદલો, ને કુમ કુમ કેશર આડ;
આડ અનોપમ કરે મા સોભતી, ને ચોખા ચોડા લેલાંટ. ૫

વેણુ સમારેરે મા આપશું, ને સેંથો ભરયો શીંદુર;
નયણે કાજળરે મા સારીયાં, અણીઆળે નાકે મોર. ૬
ચોક બાંધીરે મા ચુંદડી, માંહી તાંત બંદલી સાર;
કુમ કુમ કેસરરે મા કસ્તુરી, માંહી ચુવા ચંદન અપાર. ૭
દાડમ કળીચુરે મા દંત છે, ને મુખ ચાવ્યાં તંબોળ;
મુખથી બોલેરે મા મરકલડે, ને નોતન કરે કલોલ. ૮
કોટે સોએરે મા કંટેસરી, માંહી મોતી ચોડીયાં જેહ;
ચાંદલો સોએરે મા સોનાનો, તન્મનાયાં ધરીયાં તેહ. ૯
હારલો લેહેકેરે મા હેમનો, માંહી કરે તે ઝુમણું જોત;
માળા લેહેકેરે મા મુકતાફળની, મ દળીએ ઉદયોત. ૧૦
ઉપર સોએરે મા ઉતરી, માય દુગદુગી ભાત્ય અપાર;
નોતમ નામેરે મા કાંઠલો, માંહી બહુ પુસ્પના હાર. ૧૧
ઝુડી રૂડીરે મા સોનાની, માંઇ કાંકણી તેને સંગ;
માંયે બાજુબંધ મા બેરખા, આભુશણ ધરીયાં અંગ. ૧૨
ખટ પટ ખળકેરે મા મેખલા, માંઈ ઘુઘરીનો ધમકાર;
વાજાં વાગેરે મા રણઝણે, માંઇ જંત્ર તણા ઝણકાર. ૧૩
ચરણાં ચોળીરે મા ચુંદડી, માઇ કમખો લીટી ભાત;
વસ્ત્ર અનોપમરે મા પેહેરીયાં, તે સરવે જુદી જાત. ૧૪
વેઢ વેંટીયોરે મા આંગળીયે, ને નોતમ દીસે અંગ;
અંગની આંગળીયોરે મા આપશુ, ને દરપન દીસે સંગ. ૧૫
કાંબી કડલારે મા સોભતાં, ને ઝાંઝર નેપુર વાર;
અણુવટ ઠમકેરે મા અંગુઠે, ને વીછીયાનો ઝણકાર. ૧૬
સણગાર પેહેરયાંરે મા શોભતાં, તેના શા કરૂ વખાણ;
તળીયાં રાતાંરે મા પગ તણાં, જાણે ઊગ્યો ભમરભાણ. ૧૭
સુરીન્દર મુનીવર મા મોહી રહયા, ને મોહ્યા મોટા ભુપ;

મોયા મોયારે મા દેવતા, મા જોતા તારૂ રૂપ. ૧૮
ચોસઠ બનીરે મા આવીઆં, ને માંડયો નઉતમ રાસ.
હરખ ધરીનેરે મા હુમચી, ખુંદે તાળ્યું માએ ત્રાંસ. ૧૯
હરતાં ફરતારે મા ફુદડી,ને છંદે ગરબો ગાય.
શોભા શી કહુરે મા તમતણી, કળી કોઇએ નવ જાય. ૨૦
ગરબે ફરતાંરે મા જાળીયાં, તેના દીપક જોત અપાર;
કમળ દીપકરે મા કોડીયાં તેની સોભાનો નહી પાર. ૨૧
પારે ન આવેરે તમ તણો, તેના ગુણ ગાયા છે ઇશ;
આવ્યા આવ્યારે મા કાશી થકી; ઈંદ્રાદીકસુર તેત્રીશ. ૨૨
બ્રહુમા આવ્યારે મા હંશ ચડી, ને વ્રશભ ચડી માહાદેવ;
વીસ્ણું આવ્યારે મા ગુરૂડે ચડી, જેની દેવ કરે છે શેવ. ૨૩
નાચે નાચેરે મા ઉરવસી, ને કરે અપ્છરા ગાન;
ગાન ગાવેરે મા નૃત કરે, ત્યાં નાટક થેઇ થેઇ તાંન. ૨૪
જય.જય વાણીરે મા સઉ વદે, ત્યાં પુસ્પની વ્રસ્ટી થાય;
હસી રમીનેરે મા રાસમાં, તે સ્થાનીક બેઠા માય. ૨૫
ભોજન કીધાંરે મન ભાવતાં, પકવાન દુધ છે પાસ;
ઝારી ભરીછેરે મા ગંગાજળની, મન માન્યા મુખવાસ. ૨૬
કરજોડીતેરે મા વીનવે, માધવજી તારો દાસ;
સંકટ ટાળોરે મા સહુમની, તમે પુરો મનની આશ. ૨૭
જે દીન આવોરે મા ચરણે, તમારો તે દીન પામે પાર;
બરદ તમારૂંરે મા ઇશવરી, તમે મોટાં છો આધાર. ૨૮
સંવત સતરરે મા છોતરો, ને રૂડો ચૈતર માસ;
બીજજ કેયેરે મા અજવાળી, ને ભોમે થયો છે રાસ. ૨૯

——✻——

## નાગ દમણનો ગરબો. ૧૫

માતા જશોદા જગાવે જાગો હરીરે લોલ,
બલીહારી વારી ઉઠો અળવું કરીરે લોલ. ૧
કૃશ્ન સાથ બાળ આળનો આવી મળ્યોરે લોલ;
લઈ ધેન્ય વન ગોપ સંગ પરવરયારે લોલ. ૨
વેણું વાસળી રસાળ લીધી હાથમાંરે લોલ;
પેરયાં વસ્ત્ર શોભે છે. સરખાં સાથમાંરે લોલ. ૩
સુણી વચન ઉઠયા છે મુખ નરમળારે લોલ;
કોટી કંદ્રપ લાગે છે શશી નીકલ્યારે લોલ. ૪
મોર મુગટ ચંદ્રીકા અતી ઓપતીરે લોલ;
ફુલ ગોટના તોરાથી દીસે સોભતીરે લોલ. ૫
છડ શીંગડી લઈ પ્રભુજી ચાલીઆરે લોલ;
વેણું વાંસળીમાં ધેનુને બોલાવીઆરે લોલ. ૬
માંહો માંય મા તેં ખેલ કીધો છે જઈરે લોલ;
દડો દોડ ગોરે જળમાં પડયો જઈરે લોલ. ૭
ધાઇ કૃશ્નજી પડયા છે તેની તાલમાંરે લોલ;
જળ ભેદી કરી પોતા છે પતાળમાંરે લોલ. ૮
દેખી નાગણી આવીને નીરખ્યા હરીરે લોલ,
લઘુ કોમળતા બાળ કરૂણા કરેરે લોલ. ૯
દેખી રૂપ જોઇ માહુરાં નેણાં ઠરેરે લોલ.
મળશે નાગ તો પ્રાણ તાહુરા હરેરે લોલ. ૧૦
ત્યારે કરનજી કેહે ને એવું સાંભળીરે લોલ;
સાત પાંચ દસ વીસ આવી મળીરે લોલ. ૧૧
કમળ જાચવા આશા છે મનમાં ઘણીરે લોલ;

ધ્યાન ધરી કરી આપને તુ નાગરીરે લોલ. ૧૨
ચડયો ક્રોધ જયારે એવી વાણી સાંભળીરે લોલ;
કહે બાળકને નારી સરવે મળીરે લોલ. ૧૩
એક કમળનો હોંસી તું તો કોણ છેરે લોલ;
કાળ સાથ બાળ નાગ મુખ લુણ ફેરે લોલ. ૧૪.
ભાગ્ય ભાગ્યની તું નાથ મારો જાગશેરે લોલ;
બાળ કાળ તારો અણખુટ્યો આવશેરે લોલ. ૧૫.
માત તાત વાટ ઘાટ જોશે દુખ ભાખનેરે લોલ;
મોત માગી લીધું હાથે મારા નાથનેરે લોલ. ૧૬
એવું સાંભળીને ક્રસ્નજી વાણી વદેરે લોલ.
અલી નાગણી તું આજ ભરીછે મદેરે લોલ. ૧૭
જાને નાગણી તું નાગને જગાડનેરે લોલ;
મદ ઉતારૂં સાહુકારીને ઉઠાડનેરે લોલ. ૧૮
ધાઇ નાગણી પોતી છે તતકાળમાંરે લોલ
વીખવાણી પોડયા વીખ ફેરી જાળમાંરે લોલ. ૧૯
ધામ લાગી જેમ લોહ કેરા ઘાવનીરે લોલ;
બોલે બાળે જેમ ઝાળ લોહ તાવનીરે લોલ. ૨૦
ત્યારે નાગણીએ નાગને જગાડીઓરે લોલ;
નાથ બારણે તે બાળ એક આવીઓરે લોલ. ૨૧
એવું સાંભળીને ઉઠ્યો વાખનો ધણીરે લોલ;
એકસોને એક સામટી મારે ફેણીરે લોલ. ૨૨
નાગ ચોટ કરી બાળ ઉંડળે ધરેરે લોલ;
હાક મારેમ જુધ આંહોં માંહ કરેરે લોલ. ૨૩
ત્યારે કૃસ્નજી કાળને કર ગ્રહેરે લોલ;
બળે પછાડે ઝડાડે ભુમી ઉપરરે લોલ. ૨૪

જે વ્રજવાને માર મારે જોરથીરે લોલ;
આંસા માંહી વહેછે ઘણું જોરથીરે લોલ. ૨૫
કરે કરોધ જોઇ આવી ઝાલે સરપનેરે લોલ;
કરે જુધ બહુ મારે નાગ તરપનેરે લોલ. ૨૬
લડબાંને મારે બહુ પાટુઓરે લોલ;
ઘણી વાર એમ જુધ કરતાં થયોરે લોલ. ૨૭
છળ બળ કરી નાગ તો થાકી ગયોરે લોલ
એકસોને એક ફણીઇ ઢળી ગયોરે લોલ. ૨૮
નાગ શીર પર નાથજી ચડ્યા જઇરે લોલ;
નાગ મુખમાંથી રૂધીર ચાલ્યું વહીરે લોલ. ૨૯
ફરે ફેર ગાય નાગ બહુ ગાનમાંરે લોલ;
વેણું વાંસળી વગાડે બહુ તાનમાંરે લોલ; ૩૦
શુધ બુધ ગઇ વ્યાકુળ થઇ મરેરે લોલ;
ત્યારે નાગણી આવીને અરજી કરેરે લોલ. ૩૧
હાથ જોડીને નાથ આગળ કરગરેરે લોલ;
ત્યારે કૃશ્નજી ત્યાં થકે ઉતરેરે લોલ. ૩૨
દયા આવી ત્યારે નાગને છોડીઓરે લોલ;
છુટયો નાગ નાસે મોતીયે વધાવ્યારે લોલ. ૩૩
જળ બારણે તે પ્રભુજી પધારીયારે લોલ
સાહુ દેવનાં કામ તે સુધારીયાંરે લોલ ૩૪
તારે નાગણીએ જોયો નીજ નાથનેરે લોલ;
જેજેકાર સુખ થયું વ્રજ સાથનેરે લોલ. ૩૫
આવ્યા ગોકુળમાં સાહુ ઉમંગે ભરયારે લોલ;
એવાં ચરીત્ર ઘણાં નાથે કરયાંરે લોલ. ૩૬
એવી નીત નીત નાથજી લીલા કરેરે લોલ.

દેવો કૃસ્નજી નીરખીને નેણાં ઠરેરે લોલ. ૩૭



## આદ્ય શકતીનો ગરબો. ૧૬

આદ્ય શકતી તુજને નમુરે, બહુચરી ગણપત લાગુ પાય;
દીનજાણી દયા કરોરે, બહુચરી મુખે માગુ તે થાય. ૧
વાણી આપીને પરમેશવરીરે, બહુચરી ગુણ તમારા ગવાય;
ચોસઠ બેની મળી સામટીરે, બહુચરી માન સરોવર જાય ૨
માન સરોવર ઝીલતાંરે, બોચરી કરતાંતે નિલ વિલાસ;
સંખલપુર ગામ શોહામણુરે, બોચરી ત્યાં તમારો વાસ. ૩
શરવે મળીને કીધી સ્થાપનારે, બોચરી ઠેરવ્યું બોચર નામ.
સામા સામા બે ઓરડારે, બોચરી સોનું ઘડે શોનાર. ૪
ઘડીઆં બાજુબંધ બેરખારે, બોચરી ઘડીયાં એકાવળ હાર;
પ્રથમ ચરીત્ર તમે કરયાંરે, બોચરી મારયો તે મઈખાસુર. ૫
રકત નેણે કરી મારીયોરે; બોચરી રકત સરાડ્યાં પુર;
મારયાતે મૃગ બોલાવીઆરે. બોચરી આરાસુર તણા ગઢમાંય ૬
સુભ નીસૂભ હાથે હણ્યારે, બોચરી મરયાં તેને પળ માંય;
ઘોડીમાંથી ઘોડા કરયોરે, બહુચરી સ્ત્રીમાંથી પુરૂષ. ૭
હવે હૈગં નથી હાલતુરે, બહુચરી કઠણ આવ્યો કાળ;
ધર્મ ગયુ ધરણી ધશુરે, બહુચરી પુન્ય ગયું પાતાળ. ૮
હોમ હવન ત્યાં થાયછેરે, બહુચરી શ્રીફળ ઘણેરા હોમાય;
બ્રહ્મ વેદ ભણાયછેરે, બહુચરી આનંદ ઓછવ થાય. ૯
કરજોડીને વીનવરે, બહુચરી વલ્લભ તારો દાસ;
સદા સેવક છે તાહરોરે, બહુચરી રાખો ચરણની પાસ ૧૦
ચરણ પખાંળી તુજને નમેરે, બહુચરી વઇકુંઠ હોશે વાસ;
ગાય શીખેને સાંભળેરે, બહુચરી બહુચર પુરે આશ. ૧૧

## કાશીની અન્ન પુરણાનો ગરબો.૧૭

અઈ અન્ન આપો અન્નપુરણારે;
કરજો સેવક ઉપર કરૂણા અનપુરણા કાશીપુરીમાં બીરાંજોરે;
તમારી ચરણ કમળ શીશ નામુરે;
માતા મેહેર કરી જો જો સામુ. અન ૧
તમારો જાચક કયાં જઈ જાચુરે;
માતા માની લેજો તમે સાચું; અન ૨
માગુ મોજ તમારી ભકિતરે,
મુને સહાય આપો આદ્ય શકિત. અન ૩
બીજુ ખબર કાંઈ નવ માગુરે,
કર જોડીને પાયે લાગુ. અન ૪
દુહાળો તે ગુરુપતી દેવારે,
જેને જોઈએ મોક્ષકના મેવારે. અનં. ૫
ફરતી અરદ્ધભેરવ ચોકીરે,
સોભા શાવજીની અલોકી. અન ૬
મધ્ય બીરાજો છો જોગમાયારે,
જોડે એહા વીરેશ્વર રાયા. અન ૭
જેની જટા જાનવી ગાજેરે,
પાસે પારવતી માતા બીરાજે. અન ૮
ઉભા હાક મારે હનુમાનરે,
જેનું રામ સીતાપર ધ્યાન. અન. ૯
સુના ગંગા માતા ગંભીરરે,
જેનાં અંમ્રત સરખાં નીર. અન. ૧૦
પાપ કોટી જનમનાં જાયરે;

જે કોઇ વસેછે કાશીની માંય. અન. ૧૧
એવી જોવાની બનીછે જુગતીરે,
સહુ જન પામે છે મુકિત. અન ૧૨
લીલા ગાઉં તમારા નામનીરે,
મુજ સામું જુઓ તમે સ્વામની. અન ૧૩
કાલો ઘેલો હું કંઇએ નવ જાણું રે;
દાસ કલ્યાણ શું વખાણું. અન. ૧૪



## શણગારનો ગરબો. ૧૮

પ્રથમ પારવતીના પુત્રને પાયે નમુરે લોલ;
દીન જાણી વાણી દીજીએ કહુ સમેરે લોલ. ૧
સરસ્વતી તણા ચરણ પ્રતાપથીરે લોલ.
નવે નીધ રીધ શીધ્ર આપો આપથીરે લોલ. ૨
કરૂ ગાન ધરૂ ધ્યાન બહુચરાતણું રે લોલ;
કરો સાર વાર વાર શું કહું ઘણું રે લોલ. ૩
આજ બહુચરાજી માત ગરબે રમેરે લોલ;
સુરનર મુનીવર સહુને ગમેરે લોલ. ૪
માજી રૂપ રાધકા થકી ઘણું બણીરે લોલ;
કોટી કામ શશી સુરયની છબી હણીરે લોલ. ૫
રતી રોહીણી રંનાદે આદી સૂંદરીરે લોલ
પલક પલવટે ઉભા રમે ફુદડીરે લોલ. ૬
વેણા વાસુકી સરખી શીશ રાજતીરે લોલ;.
ક્ષુદ્ર ઘંટ ગોફણાને મધ્ય ગાજતીરે લોલ. ૭
ભરી માંપે મુગતા તે મહા મુલ્યનીરે લોલ;

રાખે રાખડી રૂડી તે રત્ન તુલ્યનીરે લોલ; ૮
ફુલી બોરલી સેંથો ભરયો સલો પડયોરે લોલ,
ચાક ચમરી શું ચોટલે કરી અડયોરે લોલ. ૯
સારણુ શીંદુર આકાર સર્વ સીપનારે લોલ;
શોળ સોભીતા શણગાર સૂરત નીરખ્યારે લોલ. ૧૦
કાને વાળીયો જડાવ ઝાલ ઝુમખાંરે લોલ;
જોની મોતીએ પરોવ્યાં લુંબ લુમખાંરે લોલ. ૧૧
શોના સાંકળી શરી શીકા જડામણીરે; લોલ;
કોર તોરણુ મોતીની દોસે દામણીરે લોલ. ૧૨
તેજ શું કહું દીશે તને લોલકરે; લોલ;
ફલાંફુલ જડ્યાં નંગ તે અમુલકરે લોલ. ૧૩
અરધ ચંદ્રમા કપોળ શું કહુ કથીરે લોલ;
ચૌદ ભુવન માંહી બઉચરા સમુ નથીરે લોલ. ૧૪
ભાલ લાલ આડ કુમ કુમના રાતડીરે લોલ;
તપે ટીલડા કહ્યો ન જાયે વાતડીરે લોલ. ૧૫
ત્રીકુટી મધ્યે સીંદુરની બીંદી કરીરે લોલ;
ચાખા ચોખલા કપોળ લાલ શું ભરીરે લોલ. ૧૬
ભ્રગુટી કમાન કાન કોરશું અડીરે લોલ
ચીરની લીલા વિંદહી કરે તે ઘડીરે લોલ. ૧૭
આંખ ઉપમાને નાવે કોઈ પલવટેરે લોલ;
વરણ વરણવું જે અન્ય ઉપમા ઘટેરે લોલ. ૧૮
પદ્મ દીપક તારાના તેજ ત્યાં ગળ્યાંરે લોલ
મીન ખંજન મ્રગ માન મુકીને પળ્યારે લોલ ૧૯
લક્ષ લક્ષ કંતી તીલકની લીલા જુએરે લોલ

ઓરા ગાલમાં ત્રીલોક મોહયા તાજુવેરે લોલ. ૨૦
મોહ રૂપ ધર્યુ બકિચરાજી બાળીએરે લોલ;
અહુચાર રહ્યા વેસરનો વાળાએરે લોલ. ૨૧
ગુરૂ હેમ લાલ ભોમ ભ્રગુ મુક્તમાંરે લોલ.
શની કીકીએ જોતાં જણાય જુકતમાંરે લોલ. ૨૨
અધર બીંબ કે પ્રવાળ લાલમાં મળારે લોલ;
દંત પંકતી જુકતી દાડમ કેરી કળીરે લોલ. ૨૩
ચળકે ચુનીઓ જડાવ ભાળ રેખમાંરે લોલ
વદન નીરખતાં ન આવે મીન મેખમાંરે લોલ. ૨૪
હાવ ભાવ શુ કટાક્ષ તેન શેન્યનુંરે લોલ.
ચિબુક ચારૂ વાચ ઇદુ બીંદુ મૈનનુરે લોલ. ૨૫
કંઠ કોકીલા કપોત જોત પોતનીરે લોલ
ભાનુ જુકિતને પ્રમાણ તે ઉદ્દયોતનીરે લોલ. ૨૬
કોટે ફુલમાલા ચંપાકળી ચમકતીરે લોલ,
ઘણી ઘુઘરીઅરોસે દીસે ધ્રમકતીરે લોલ. ૨૭
મળે ઘરેણાં શયાં ઘણાં ઘચુઅલેરે લોલ;
કનક સાંકળી તુશી દોરોને ઝુમણેરે લોલ. ૨૮
હીરા સાંકળી પાસાની સેર ચારનારે લોલ;
મુકતા માળા તે એકાવળ હારનીરે લોલ. ૨૯
બે હુમેલમા હીરાના ઝમકારડારે લોલ;
પારી જાતક કેરી મંદારના હારડારે લોલ. ૩૦
બાહુ દંડ જુગરઃ સુંઢ સરખા સહીરે લોલ;
હાથ હાથની હાથેળીએ મચ્યાં મહીરે લોલ. ૩૧
અણી અદ્દભુત અગુઠા સંગે આંગળીરે લોલ;
અનુમાનમાં આવે તે મગની ફળીરે લોલ. ૩૨

નખે વીશ રાત દીવસે તારા તપેરે લોલ;
અન્ય ઉપમાનો અર્થ વ્યર્થમાં ખપેરે લોલ. ૩૩
બાંહ્ય બાજુબંધ બેરખાને ઝુમતાંરે લોલ;
બાંધ્યાં બાહલાં બન્યા રહ્યાં ઝઝુમતાંરે લોલ. ૩૪
પ્રાણ મુડલો પ્રમાણ ચતુર રંગનોરે લોલ;
અતી અરૂણ તરૂણ દંત તે માતંગનોરે લોલ. ૩૫
બહુ કોરમાં જડાવ લાલ લાંકણીરે લોલ;
મધ્ય માણક હીરાની હાથ ટાંકણીરે લોલ. ૩૬
હાથે પોચાંઆ જવાળી ભાળી કંગણીરે લોલ,
છત્ર છાપ આરશી અતી મચંગનીરે લોલ. ૩૭
ઉર ઓપતું રસાળ તે વીશાળશુંરે લોલ.
કમળ કોશ કુચ અગ્રનાં મરાળશુંરે લોલ. ૩૮
કંચુકી કનક તાર હારશું બનીરે લોલ,
ચુવા ચંદન ચરચીત શોભે શોભતીરે લોલ. ૩૯
લેંઘો બાહુચનો પેરયો તે રંગ જુજવેરે લોલ;
કસબ કોર જેર શાલુ કસુંબે ચુવેરે લોલ. ૪૦
પેટ પોયણી પ્રમાણ ક્ષીણ લંકણીરે લોલ,
સજી મેખલા રશાળ કશી કિંકણીરે લોલ. ૪૧
ઉદર ઉપર તે ત્રીવળી વળી રહીરે લોલ,
ગિરીસ્વેત દેહ મધે ત્રીવેણી વહીરે લોલ. ૪૨
નાભી કોમળ કુવો કરયો સુમારનોરે લોલ,
ભરયો ન્યારો તે અખુટ ઇંદુ સારનોરે લોલ. ૪૩
કંઠ હેઠ ઠેઠ વાંસો તે એકત્ર છેરે લોલ,
અથો સુખનું અંડ કેળ પત્ર છેરે લોલ. ૪૪

કટી કેશરી હરી નીતંબ સદળીરે લોલ,
જંઘા જુગમ તે અધામુખેછે કદળીરે લોલ. ૪૫
આરૂ ચરણમાં ચીત્ર લખ્યાંછે ચોદશરે લોલ,
પગ આંગળી વળયાં ચંપા કળી જશાંરે લોલ. ૪૬
ભરી જાવક કટોરી હેમ નાનીયોરે લોલ,
ઇંદુ બીંબને આકારે એડી પાનીયેરે લોલ. ૪૭
જેહર લંઘર તોડાને ઘુઘરી તળેરે લોલ;
પાગે નેપુરને વીછવે મુની ચળેરે લોલ. ૪૮
નયણે કાજળ તે સારયા કુમ કુમ રોળસુરે લોલ;
મંદ હાસ્ય કરે મુખ ભરયાં તંબોળસુરે લોલ. ૪૯
ઠંડી ટાઠ આહ સખી સંગમાંરે. લોલ.
બાળી બહુચરા કલોલ કરે રંગમાંરે; લોલ, ૫૦
કરે ગાન તાન પાત્ર હાથમાંરે, લોલ;
રમે રમક ઝમક સખી સાથમાંરે લોલ. ૫૧
દંતે ઘુઘરી ગ્રહી રહી રસાળીઓરે, લોલ.
એક એકથી લે હાથો હાથ તાળીઓરે. લોલ; ૫૨
કેસપાસ કશી વાળીઆ અંબોડલારે. લોલ,
ફેર ફુંદડી ફરેને લે ઝુમોડલારે, લોલ ૫૩
એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરારે. લોલ
ત્રણે દેવ લેછે વારણાં ફરી ફરીરે લોલ. લોલ. ૫૪
વીષ્ણુ વાંસળી વગાડે શબ્દ નાદશુંરે લોલ.
ડાક વાએ માહાદેવ મરજાદશુંરે લોલ. ૫૫
ધરી માના પોથીઓ તે મહા મુનમારે લોલ
બ્રહ્મા વેદ ભણે મુખ ચારે ધુનમારે. લોલ. ૫૬

પુષ્પ ચંદન વરસાવે વળી દેવતારે લે.લ.
ચોઠયાશી સહસ્ત્ર રૂપી સદા સેવતારે લોલ ૫૭
ગોરી સ્વેત તજી શેવક કાજે વશીરે લોલ.
કરી કાળમાં ચુંવાળમાં આવી વશીરે લોલ, ૫૮
શુરૂ શું લહું ભવાની કેરા ભેદનેરે લોલ;
આધે મધ્ય અંત એ અગમ્ય વાદ વેદનેરે, લોલ. ૫૯
આ અખંડ ગરબો ગાય જે કોઇ માનવીરે, લોલ,
ચરણ ચરણને ઉચ્ચારે, સ્નાન જાનવીરે લોલ; ૬૦
નવે નીધ્ય શીધ્ય લાઇએ ઓવારણાંરે લોલ
દેપી વાંઝીઆં બંધાવે દ્વાર પારણાંરે, લોલ ૬૧
મન મોહ્યાં ગોખ ચાચર ગોદામણાંરે, લોલ
ભટ વલ્લભ મેવાડો માને ભામણુંરે, લોલ ૬૨

—— (૦) ——

## કાકરેજી માતાનો ગરબો. ૧૯

પ્રથમ ગણપતી લાગી પાય કે ગરબો આદરયોરે લોલ,
કાકરેશ્વરી તણા મહિમાય કે સહુ ચીતે ધરોરે લોલ. ૧
વાણી આપો સારદા માયકે મુખથી ઓચરૂરે લોલ,
શૌકો ભાવ ધરીને ગાય તેવો ગરબો કરૂરે લોલ; ૨
કાકરીયા સરવ સોભાય કે, શ્રવણ સાંભળોરે લોલ,
મેલાં હોય તે ઉજવળ થાય કે, જાએ આંબળોરે લોલ. ૩
ચારે પાસે સંધો સધ કે, સુંદર ઘાટછેરે લોલ,
બંગલા બેઠક પથ્થર બંધ કે વચમાં વાટછેરે, લોલ. ૪
વેહેબો વારીનો જો માંય કે આવેછે સહુરે, લોલ;
નાહ્યે કાયા નીરમળ થાય કે તે નીરખો તઈરે લોલ ૫

કાકરેજી મા વસીયાં વાસ કે ગરનાળા વિષેરે લોલ
પ્રતક્ષ પુરણ જોત પ્રકાશ કે પુસ્તકમાં દીશેરે લોલ. ૬
સરોવર સમુદ્ર સરખુ દીસે કે ચરણોદક ભરયુંરે લોલ,
કવિતો કહે મન મારૂ હીસે કે જઇ તેમાં તરૂરે લોલ,
તેમાં નઉતમ નગીના બાગ કે શોભા તે તણીરે લોલ,
ગુણીજન ગાએ ત્યાં બહુ રાગ કે રૂડી રચના ઘણીરે લોલ
દક્ષિણ દિશથી બાંધી પુલ કે તેમાં થઇને ગયાંરે લોલ,
તેમાં ઝાડ ઘણાં ફળ ફુલ કે નવ પલ્લવ થયાંરે લોલ ૯
માત ઝરૂખે બેશી જુવે કે, દ્રસ્ટી અમી ભરીરે લોલ,
સંકટ સહુ સેવકનાં ખુયે કે બહુ પરેમે કરીરે લોલ ૧૦
ચારે સ્થંભે તોરણ લળક કે નાળીએર ચડેરે લોલ
દીપક જોતાં જળહળ ઝળકે મુજ મન ત્યાં અડેરે લોલ ૧૧
કુમકુમ ચરચીત ચંદન સ્થંભા આઇના અવાસમાંરે લોલ
ચોસઠ બેનો આવ્યા રંભા કે. હાસ વિલાસમાંરે લોલ ૧૨
દરી શોળ ભરા શણગાર કે ગરબો ગાય છેરે લોલ
રૂમઝુમ ઝાંઝરનો ઝમકાર કે થેઈ થેઇ થાયછેરે લોલ ૧૩
અંગ આભ્રણ નવરંગ સાર કે, કશબી કોરનાંરે લોલ
ચરણાં ચોળી ચળકે અપાર કે રેશમ દોરનારે લોલ ૧૪
વાજાં વજે સોળશ વીશ કે ધુન ગગન ગઇછેરે લોગ
મોહયા હરી બ્રહમા ને ઈશ કે તે આવ્યા તનીરે લોલ૧૫
દેવનો અધિપતિ જે છે ઈંદ્ર કે આવ્યો તે ઘણેરે લોલ
અઇરાવત જે હસ્તી ગજેંદ્ર કે તે ઉપર ચઢીરે લોલ ૧૬
મુનીવર જપ તપ મુકી તેહ કે આવ્યા પાંમરારે લોલ
દેશપતિ પણ ધારી સ્નેહ કે ત્યાંથી પરવરયાંરે લોલ. ૧૭

કાંકરેજી દે આદરમાન કે ભલે સહુ આવીઆંરે લોલ.
આપ્યાં લવીંગ સોપારી પાન કે પુસ્પે વધાવીયારે લોલ ૧૮
એવા સ્થાનકની રચનાય કે મનમાં પેખીએરે લોલ
ચક્ષુ દેવતણાં જો થાય કે પ્રતક્ષ દેખાએરે લોલ ૧૯
ફળીયે દેવ તેત્રીશકરોડ કે ત્યાં આવી વળીરે લોલ
કાકરેજી તે મસ્તક મોડ કે મેળો સહુ મળીરે લોલ ૨૦
શિવજી વેંચે છે પ્રસાદ કે જે કઈલાસપતીરે લોલ
બ્રહ્મા દે છે આશીરવાદ કે મુનીવર મહામતીરે લોલ ૨૧
શ્રીફળ આપયાં વઈકુંઠ નાથ કે મહીમા વધારીયોરે લોલ
હરખ્યો સુરનર મુનીવર સાથ કે સ્થાન સધાવીયારે લોલ ૨૨
રંગભેર રાસ રમયાં નવરાત કે, ગરબા ગાઈ ઘણારે લોલ;
કીધા ભોગ નાના વીધ ભાત કે, તેમાં નહી મણારે લોલ. ૨૩
આરસ પરસ થયા વીહાય કે, આણંદ ઘણા ધરીરે લોલ;
શ્રીફળ વસ્ત્ર સઉને અપાય કે, કહો કાકરેશ્વરીરે લોલ. ૨૪
અમે આજ થયા પ્રશ્ન કે, એવું આચરયાંરે લોલ,
ચઉતર ચતુર દશીને દન કે, દેઉંછું નોતરાંરે લોલ. ૨૫
ત્યારે દેવી સઉકો સાથ કે, રળિયાત થયાંરે લોલ,
વચન દેઈને જમણે હાથ કે, સહુ ત્યાં થકી ગયાંરે લોલ ૨૬
ભાદરવા સુદીને વીજયાય કે, ચઉતર ચતુરદશીરે લોલ,
તે ત્રણ તિથી વસી કવિતાય કે, જે મનમાં વસીરે લોલ. ૨૭
તે ત્રણ દિવસે બહુ મહિમાય, કે દરશન કરે સહુરે લોલ;
મનના મનોરથ પુરણ થાય કે, પામે સુખ બહુરે લોલ. ૨૮
આઠમ ચઉદશને રવિવાર કે, પુજા કીજીએરે લોલ;
દોલત ખરચી દેવી દરબાર કે, રીધ સીધ લીજીએરે લોલ ૨૯
એવું જાણી વરણ અઢારકે, સહુ શેવા કરેરે લોલ.

કવીજન કહેછે વારંવાર કે, ભવસાગર તણોરે લોલ. ૩૦
નાગર દલપતની જીભ્યા કે, આઈ વાસો વસ્યાંરે લોલ;
તેથી ગુણએના ગણી ગાય કે, દુખડાં દુર ખસ્યાંરે લોલ. ૩૧
સંવત સતરસે સત્યાસી કે, ચૈત્રી પુનમેરે લોલ;
કવીજન અમદાવાદના વાસી કે નમ્ર થઇને નમેરે લોલ ૩૨
જે કોઇ શીખે સુણીને ગાય કે દુખ તેના ટળેરે લોલ;
સઘળાં પ્રાતક પ્રરાજય થાય કે ઠાકરેજી મળેરે લોલ. ૩૩



## કૃષ્ણજીનું રૂસણું. ૨૦

વ્રજમાં એક સમે વ્રજરાજ કે આડો લીધેલોરે લોલ;
રીસે રાતા થયા છે નેણ કે ક્રોધ બહુ કીધેલોરે લોલ.
જસોદા હેતે બોલ્યા વાચ કે જાઉં તારે વારણેરે લોલ;
આવડી રીસ કરી નંદલાલ કે કોને કારણેરે લોલ.
કાનુડા કે તો તારે કાજ કે સીવડાવું જુલડીરે લોલ;
કાજુ રેશમ કેરી કોરકે કોરાવુ ફુલડીરે લોલ.
નાડી હીર તણી નવરંગ કે બનાવું સુથણીરે લોલ;
આપુ ખાંતે જમવા ખીરકે ધ્રુત સાકર ઘણીરે લોલ.
જસોદા માતા જાણ પ્રવીણ કે મનમાં આણીયુરે લોલ;
રીસાયા બ્રહ્મા મુનીના નાથ કે, કારણ જાણીયુરે લોલ.
પરણ્યા કાજ કરયો પરપંચ કે મીસ લઇ રીસનોરે લોલ;
ભાવ્યું સુંદર પરમ અનુપ કે ચરીત્ર જુગદીસનુરે લોલ.
જસોદા સમજ્યાં પુરણપ્રીત કે લક્ષણ લાલનુરે લોલ.
બોલ્યા જાણી જગ આધાર કે રશીક તારૂ રૂપણુંરે લોલ;

રશીયાં રમો જમો સુખ રૂપ કે કરો રંગ રેલડીરે લોલ.
કાજુ કન્યા લાવુ તુજ કાજ કે, આં તે અલબેલડીરે લોલ;
વાલેજીએ કાંઈક ધરીઆ કાન કે મન સીતળ થયુંરે લોલ.
માતાનુ વેણુ મનોહર કે, ભાવે અંતરમાં ધરયુંરે લોલ;
સગપણ કરવાનું મન સાચ કે ઠાવકુ ઠરીયુંરે લોલ.
ત્યારે બ્રહ્મા મુનીનો નાથ કે હસીને સામુ હેરીયુંરે લોલ;
જસોદાએ સરવ કીધી વાત કે આગે નંદનેરે લોલ.
ધરીયાં લગન લઇયે તતકાળ કે, બાળ મુકંદનારે લોલ;
થયો છે લાડકવાયો લાલ કે પરણવા જેવડોરે લોલ.
જોઈને કન્યા કુળ આચાર કે, સગાઇ તેવડોરે લોલ;
હમણાં બાળ આચારે મોહ્યો કે, કન્યા કાજુ મળેરે લોલ.
પછે મોટા થઇ માહારાજ કે, કેવા નીવડેરે લોલ;
માટે ઝાજુ બાજુ કાંઇ કે, ડાપણ નવ ડોળીએરે લોલ;
છોટી કાન કુંવરને કાજ કે, કુંવરી ખોળીએરે લોલ
વાલો બ્રહ્મા મુનીનો નાથ કે, પરણવા લાયક છેરે લોલ;
જે કોઇ ગ્રહશે એનો હાથ કે, તેનાં બડાં ભાગ્ય છેરે લોલ
જસોદા નંદ મળી એકાંત કે, એ વિચારીયુંરે લોલ.
ભરખુભાન તણે ઘેર કે; વિવાહ કરવાનું ધારીયુંરે લોલ;
નામ જોઇ મુરત લગન કે, સરવ જોવરાવીયુંરે લોલ,
વર કન્યાને પુરણ પ્રીત કે, સરવે શુભ આવીયુંરે લોલ.
ભરખુભાણતણે દરબાર કે; જસોદાજી ગયાંરે લોલ.
દીધાં સુંદર બીડાં પાન કે, આસન બહુ આપીઆંરે લોલ;
બોલ્યાં કજાવતીને ભરખુભાણ કે, પધાર્યાં ભલે ભામનીરે
કીધી મેર અલોકીક આજ કે, અમારે ઘેર ઘણીરે લોલ.
જશોદા સુંદર બોલ્યાં વેણ કે, જોડી બેઉ હાથનેરે લોલ;

દીઓ રાધાકુંવરથી આજ કે, બ્રહમા મુની નાથનેરે લોલ.
મનમાં રાજી થયા ભ્રખુભાણ કે, કળાવંતી કોપીઆરે લોલ;
જસોદા સાથ કરી વડવાદ કે, નેજા રોપીઆરે લોલ.
નંદની નારી એવી વાત કે, સકેલા મેલા હાટમાંરે લોલ;
મારી કુંવરી મોનીડાં ભાર કે, પડી નથી વાટમાંરે લોલ.
તુંતો ગોટી તારે ઘેર કે, દેખાડેછે માનનેરે લોલ;
રાધા મારી સુંદર રૂપ કે, નહીં દઉં કાળા કાનનેરે લોલ.
મારા પુત્રો અતી સકોમળ ને; કમળ કેરી પાંખડીરે લોલ;
તારો પુત્ર રમે વન માંહી કે, પગે નહીં ચાખડીરે લોલ.;
વાતુ કરતાં બએ વેણ કે, બેઉ વાદે ચહડયાંરે લોલ,
બ્રહમા મુનીના વાલા કાજ કે, જસોદાજી લડયાંરે લોલ,
જશોદાએ લોચન કીધાં લાલ કે. કળાવંતી ઉપરરે લોલ.
રીસે રોમાચીંત થયાં ગાત્ર કે. અધુર મુખ ફરફરેરે લોલ;
એસી તાગે છોડી ચાલ્યા બાર કે, છાશ પી ઉછરીરે લોલ.
કાળો તેઓ રાજકુમાર કે, ગોરી તો લે છે જરીરે લોલ,
કુણ ત્રણ ભુવનમાં નાર કે; જે એને નહીં વરેરે લોલ;
વારૂ રાધા જેવી લાખ કે, કાંનાની કેડે ફરેરે લોલ.
કળાવંતી ત્રાહે થાએ નચીત્ર કે, ચીત્ર થાય ભીંતમાંરે લોલ
તમે શુ જાણો આડા લોક કે, રાજાની રીતમાંરે લોલ.
તારી કુંવરી જેવી કરોડ કે, કાનાને વાંસે ફરેરે લોલ;
રશીઆ બ્રહમા મુનીનો નાથ કે, મનમાં નવ ધરેરે લોલ.
બોલી રીસ કરી બળ સોત કે, નારી ભ્રખુભાણનીરે લોલ;
પરટી માંડી જસોમતી શીશ કે, વચન કેરા બાણનીરે લોલ.
જો હોય લાડકવાયો લાલ કે, બાંધે ગળે ઘુઘરોરે લોલ;
તારા પુત્ર તણા આચાર કે, દીસે ઉતરોરે લોલ.

ગોનું, પ્રીને પોંખીને કુણ નાક કે, મરોડશેરે લોલ.
ફુશે જે નવરી નીરલજ નાર કે, તે ચોખા ચોહોડશેરે લોલ.
જશોદા બોલ્યાં કરોધ સોત કે, કહીને કંસનેરે લોલ.
લજ્જા અકલ તણું નહીં લેશ કે ગુજરની નાતનેરે લોલ
કરી બ્રહમા મુનીવર વખવાદ કે સહુ ધરાપી રહયારે લોલ
વીવાહની પડતી મેલી વાત કે જશોદા ઘેર ગયાંરે લોલ
વાલે મારે ધરયો અચળ સીધાંત કે પોતે પરણ્યા તણોરે લોલ
આપણ હાથે કરીશું આજ કે વીવાહ આપણોરે લોલ
વાલે વંદરાવનની માંય કે વજાડી વાંસળીરે લોલ
રાધાને લાગી ઝીણું તાન કે આવી એકાંતે મળીરે લોલ
અંગો અંગ નઉતમ બાણ કે અનુપમ સોભા કાનનીરેલોલ
જોઇને રસીયાજીનુ રૂપ કે મગન થઇ માનનીરે લોલ
ભાળી વર કન્યાના ભાવ કે તુરત પરણાવીયાંરે લોલ
કળાવંતી નંદ જસોદા આજુબાજુ કે કુટંબ ધરયુ રહયુંરે લોલ
કાનુ બ્રહમા મુનીને નાથ કે નીજ કારજ સારયુંરે લોલ



## માહાકાળીનો ગરબો ૨૧

પાવા તે ગઢથી ઉતરયાં મહાકાળીરે,
મા પરવરીયાં ગુજરાત પાવાવાળીરે; ૧
મા સોળ કરો શણગાર માહાકાળીરે,
માની મોહની લાગે ઝમાળ પાવાવાળીરે. ૨
માને કાંબીને કડલાં સોભતાં માહાકાળીરે,
માને ઝાંઝરનો ઝમકાર પાવાવાળીરે; ૩
માને બાહે બાજુબંધ બેરખા મહાકાળીરે;

માને હસે આંગળીએ વેઢ પાવાવાળીરે, ૪
માને ઝાલને જુમણું શોભતુ માહાકાળીરે,
માને કંઠે એકાવળ હાર પાવાવાળીરે. ૫
માને નાકે નકવેસર શોભતુ મહાકાળીરે,
માને ટીલડી તપે લેલાટ પાવાવાળીરે. ૬
માને સેંથો ભરયો સીંદુરનો માહાકાળીરે,
માનો ચોટલો વશીયલ નાગ પાવાવાળીરે ૭
મા ચોસટ બેની તેડાવીશું માહાકાળીરે,
મા સાથે બાવન વીર પાવાવાળીરે ૮
મા ફુલના દડા હાથમાં માહાકાળીરે,
મા પરવરીયાં ગુજરાત પાવાવાળીરે ૯
મા પાંડુ પરગણું તાહરૂ માહાકાળીરે.
મા ગુજર ખંડમાં વાસ પાવાવાળીરે. ૧૦
મા શાનપાલપુર સોહામણુ મહાકાળીરે,
માનો તેહ ટોડે પુરવાસ પાવાવાળીરે. ૧૧
મા સરો બાળીને કરી સ્થાપના મહાકાળીરે,
મા૰ માનં સરોવર માંય પાવાવાળીરે. ૧૨
મા ફુલીયા તે સજ કરી મહાકાળીરે,
મા થયાં તે ઘડી અસવાર પાવાવાળીરે, ૧૩
મા કેસરી વાઘા પહેરીયા મહાકાળીરે,
મા લીધુ ભમર ભાલુ હાથ પાવાવાળીરે, ૧૪
મા રમતાં રમતાં નિસર્યાં માહાકાળીરે,
મા ત્યાં માન સરોવર પાસ પાવાવાળીરે, ૧૫
મા સાથે લસકર ચાર કુંવરી માહાકાળીરે,
આ૰મા માનસરોવર માંય પાવાવાળીરે, ૧૬

માંનસરોવર તળાવડી માહાકાળીરે;
તેમાં ભરીયાં નીરમળ નીર પાવાવાળીરે ૧૭
માએ ઉતરીને કીધાં પોતીઆં માહાકાળીરે;
માએ નાહીને પીધું નીર પાવાવાળીરે. ૧૮
મા ઘોડીનો ઘોડો થયો માહાકાળીરે;
મા સ્રીમાંથી પુરૂષ પાવાવાળીરે. ૧૯
માનો પટંતરો ત્યાંથી થયો માહાકાળીરે;
માનો પ્રથ્વીમાં મહીમાય પાવાવાળીરે. ૨૦
મા હીંદુ કેરા દેવતા માહાકાળીરે;
બળધારી બહુચર માય પાવાવાળીરે. ૨૧
મા લીધા તે નેજા ફરફરે માહાકાળીરે;
આવી મુગલા કેરી ફોજ પાવાવાળીરે, ૨૨
મા બહુચરમા એમ બોલીયાં માહાકાળીરે;
અહ્યા માં લદશા મારૂં નામ પાવાવાળીરે. ૨૩
મા મુગલે વાત મનમાં ધરી માહાકાળીરે;
ચડી મુગલા કેરી ફોજ પાવાવાળીરે, ૨૪
મા બહુચરમાના મરગલા માહાકાળીરે;
તે તળીયા તાવા માંય પાવાવાળીરે. ૨૫
કુકડીયાં ભોજન કીધાં માહાકાળીરે;
પછી ચહડી માને રીસ પાવાવાળીરે. ૨૬
મા મુઆ તે મરગલા બોલીઆ માહાકાળીરે;
મા અસુર તણા ઘટ માંય પાવાવાળીરે, ૨૭
માં બહુચર મા તમે કોપીઆં માહાકાળીરે;
પછી આવી થયાં અસ્વાર માહાકાળીરે, ૨૮
મા ત્રીશુળ લીધું હાથમાં માહાકાળીરે;

મા કીધો અસુર તણો નાશ પાવાવાળીરે, ૨૯
મા કુદી ઘોડો મારીયો માહાકાળીરે;
મા હાથી પાડયો એક પાવાવાળીરે. ૩૦
મા મોટો મુગલ એક મારીયો માહાકાળીરે;
બીજા મુગલનો નહીં પાર પાવાવાળીરે ૩૧
મા બળ કરી મુગલ મારીયાં માહાકાળીરે;
માર્યો પાછયાનો ભાણેજ પાવાવાળીરે.
મા હામી થયુ બહુ એકઠું માહાકાળીરે;
ચાલ્યાં પોતે મુગલ પાસ પાવાવાળીરે. ૩૩
તેં મારૂં તે વાર્યું નવ કર્યું માહાકાળીરે,
તેં હાથ વસાવ્યું વેર પાવાવાળીરે. ૩૪
ત્યાં હાથ જોડીને આવીયાં માહાકાળીરે;
માતે લળી લળી લાગે પાય પાવાવાળીરે. ૩૫
મા સોનાના ઘડાવું કુકડા માહાકાળીરે;
મા લાવું મંડપ માંય પાવાવાળીરે. ૩૬
મા તારૂં દેવળ ફરી ચણાવશું માહાકાળીરે
મા ઉપર ધોળી ધજાય પાવાવાળીરે. ૩૭
મા તારો ચાચર સાધશુ માહાકાળીરે;
કહે વલ્લભ કોઉ બાંધશુ પાવાવાળીરે. ૩૮

---

## બહુચરાજીના શણગારનો ગરબો. ૨૨

પ્રથમ ધ્યાન માત બહુચરનું ધરૂંરે લોલ.
જેથી અમૃત વાણીનાં રચના કરૂંરે લોલ. ૧
માના શણગારની શું કહુ વાતડીરે લોલ;

બાળી રમક ઝમક ચાલે ઓઢે ઘાટડીરે | લોલ. ૨
પગેપેરણી બીરાજે, માને ઝાંઝરીરે | લોલ;
ચાણુવટ વીછીયા, ઝમુકે મા સોભા ઘણીરે | લોલ. ૩
માની ઘાઘરીએ ઘુઘરી છે સોભતિરે | લોલ;
કટી મેખલા જડાવ ઘણુ ઓપતીરે | લોલ. ૪
ગળે હાર હાંસીયામાં જડાવ છે ઘણોરે | લોલ;
કોટે કટેસરી દુરદુગી ઝુમણુ રે | લોલ. ૫
પારો સુર્ય વિષ હેરનો પડયો ગળેરે | લોલ;
ચઉદ લોકમાં સરૂપ બહુચરા મળેરે | લોલ. ૬
એક હાંસીયુ અમુલ્ય રત્ન શું જડયુરે | લોલ;
બહુ ચાતુરી કરીને સોનીએ ઘડયુરે | લોલ. ૭
પોંચા પોંચીયુ સજી જડાવ રત્નસુરે | લોલ;
તેની પ્રભાતો દિગરી નખમાં પડીરે | લોલ. ૮
બેઉ બાજુબંધ લટકે ઝુમતાંરે | લોલ;
શોભે બાળી જડાવ તણાં બેરખાંરે | લોલ. ૯
હીરા રત્નની કાંબળા ઘુટે જડીરે | લોલ;
માના કાનમાં કનક તણી ઘાંટડીરે | લોલ. ૧૦
માના ઝાલમાં સજી જડાવ ટામણીરે | લોલ;
નકવેસર બીરાજે આંજી આંખડીરે | લોલ. ૧૧
માને લાલાવટ ટીલડી સોભતીરે | લોલ;
માથે બીરાજે નાગની ફણીરે | લોલ. ૧૨
માએ નાસામાં સેથા સીંદુરની છણીરે | લોલ;
જેમ મત્રમાં ઊગમતો હોશે રવીરે | લોલ. ૧૩
માને ચોટલે બીરાજે ઘણાં બોરડાંરે | લોલ;

વાંસે હેમનો મણી જડાવ ગોફણોરે લોલ. ૧૪
કસુબે ચુવે છે માત કેરી ચુંદડીરે લોલ;
હીરા સાંકળીરે તે લાલ મોતીયે જડીરે લોલ. ૧૫
માથે ગરબો લઇને બેઉચરા રમેરે લોલ;
તેવતેવડી સાહેલડીના સાથમાંરે લોલ. ૧૬
બ્રહ્મા ગાન ગાય વેદ મુખસુરે લોલ;
શીવે ડાક ડાંડી હેમની કરે ગ્રહીરે લોલ. ૧૭
કૃસ્ન વાંસળી વગાડી બહુ હેતસૂરે લોલ;
નારદે ચંપકે કળાતે કરે ગ્રહીરે લોલ. ૧૮
ગાય ગાંન કરે તાન એવા વનમાંરે લોલ;
એક એકને જુવેને હશે મનમાંરે લોલ. ૧૯
માતા બહુચરાનું નામ છે જાગતુરે લોલ;
તેથી દુખને દાળીદ્ર કરે ભાગતુરે લોલ ૨૦
જે કોઇ ભાવથકી બહુચરાજીને ભજેરે લોલ;
તેની વાત દેવ લોકમાં જઈ વસેરે લોલ. ૨૧
આઇ કૃપાએ કરીને ગરબી કહરે લોલ.
જે કોઇ ગાય તેના ચીંતમાં બાળી રહેરે લોલ. ૨૨
ગરબી ગાય શીખે જે કોઇ સાંભળેરે લોલ.
તેનાં સંસારનાં દુઃખ સઘળા ટળેરે લોલ. ૨૩
ભટ વલભ મેવાડો માનો દાશ છેરે લોલ;
ગરબી ગાય તેનો વઈકુંઠ વાસછેરે લોલ૦ ૨૪



## ભવાની માનો છંદ. ૨૩

ગાઉં છુ તે ગણપતીરાએ ભવાની મા

સારહાજી થાજો મને માએ ભવાનીમા; ૧
ગુણ તમારા ગાઉં ભવાની મા,
નીરખીને પાવન થાવું ભવાનીમા. ૨
ચરણ કમળ સીશ નામુ ભવાનીમા;
સનમુખ જો જો અંગ સામુ ભવાની મા ૩
રૂદીયા કમળમાં રહેજો ભવાની મા,
દાહાડી તે દરશન દેજો ભવાની મા, ૪
વેદ વેદાંતે વખાણો ભવાની મા,
તમે વ્યાકરણ તમે વાણી ભવાની મા; ૫
ઘટ ઘટ રમતાં દેખું ભવાની મા;
સત્ય સ્વરૂપ કરી લખુ ભવાની મા ૬
અખંડ રૂપ અવીનાશી ભવાની મા;
તમે ગંગાને તમે કાશી ભવાની મા, ૭
આદ અનાદ તમે એક ભવાની મા,
રૂપ તમારાં અનેક ભવાની મા, ૮
કેમ કરી વરણવ થાય ભવાની મા,
સેસનાગે ન ગવાયે ભવાનીમા; ૯
વિલાશ કરો બહુ રંગે ભવાની મા;
ચોસઠ જોગણી સંગે ભવાની મા; ૧૦
તેવ તેવડી મદમાતી ભવાની મા;
છંદ તે ગરબો ગાતી ભવાની મા; ૧૧
ઘુઘરે તાળી વાજે ભવાની મા,
ઝાંય ઝાંઝરીને ડાક વાજે ભવાની મા; ૧૨
તાલ મૃદંગ ચંગ ભેરી ભવાની મા,
ઘુઘટ ઘટમાં ઘેરી ભવાની મા; ૧૩

ષોડશ શબ્દોના બોલ ભવાની મા,
ગાજી રહયું ભાગોળ ભવાની મા; ૧૪
ઈશ્વરી કરજો મેહેર ભવાની મા;
ફરતી ફુદડીને ફેર ભવાની મા. ૧૫
કનક કળસમાં ઝારી ભવાની મા,
વીરણ રહયા છે નિહાળી ભવાની મા; ૧૬
શીવ વિરંચી નીરખી જુવે ભવાની મા,
સકળ બ્રહ્માંડમાં સરખી ભવાની મા, ૧૭
નવદીન ગાએ નવ ભોગી ભવાની મા,
ભાવે ભજે બ્રહ્મ જોગી ભવાની મા; ૧૮
દશમે જે જે કાર ભવાની મા,
નીરખી રહ્યાં નર નાર ભવાની મા, ૧૯
પુષ્પે ભરી વેણવાળી ભવાની મા,
છેલે રમે છોગાળી ભવાની મા; ૨૦
લટકે મહીસાસૂર માર્યો ભવાની મા,
શેન શહિત શંહાર્યો ભવાની મા; ૨૧
ધુમ્ર લોચન પધોરયા ભવાની મા;
ધુમ્ર દઇતને ધોળ્યા ભવાની મા. ૨૨
ચુંડ મુંડ મરદીને માર્યો ભવાની મા;
રકતબીજ રૂધીર પીધાં ભવાની મા, ૨૩
દેવતાનાં કારજ સીધાં ભવાની મા;
જમના કીધો નાસ ભવાની મા. ૨૪
ત્રીલોક ટાળો પાસ ભવાની મા;
દેવ વીમાન ચડી દેખે ભવાની મા. ૨૫

જીવ્યું સફળ કરી લેજે ભવાની મા;
વિનંતી મારી લેજો ભવાની મા. ૨૬

સંવત અઢાડ છત્રીસે ભવાની મા;
ગુણ ગાતાં મન હીસે ભવાની મા. ૨૮

આસો સુદ બીજ અજવાળી ભવાનીમ,
શુકરે થયાં સાય કાગી ભવાની મા. ૨૮

શીવરામ દાસ તમારો ભવાની મા;
ચરણે રાખીને ભવ તારો ભવાની મા. ૨૯

## આશાપુરીનો ગરબો ૨૪

સરસ્વતી સ્વામીને વિનવું જી;
ગુણપતિ લાગુ પાય. માત આશાપુરી ગરબે રમે હોજી ૧

દેવ દુંદાળાને વિનવું જી;
જેને સોએ મોદકનો આહાર. માતા આશા૦ ૨

રિધ સિધ સોભા અતિ ઘણી હોજી;
માજી સુખ તણો દાતાર. માતા આશા૦ ૩

શણગાર પેહેરયા શોભતાજી;
મુખે વરણવ નવી થાય. માતા આશા૦ ૪

સાવ ત્રવેણા ચોટલોજી;
સુંદર ગોફણો ઘાટ. માતા આશા૦ ૫

કાજળશું નેણ સમારીયાંજી;
માએ કાઢી કેશરની આડ. માતા આશા૦ ૬

આડ મધે ચોખા ચોડીયાજી;

જાણે ઈંદુ પ્રગટયો આકાશ. માતા આશા૦ ૭
માને બાયે બાજુબંધ બેરખાજી;
માના સૂરીનર સરવે દાસ. માતા આશા૦ ૮
માને પગે તે નેપુર વીંછીયાજી
તેને ઝાંઝર લંગર પાસ. માતા આશા૦ ૯
ચોસઠ બેનો મળી સામટાજી,
માએ માંડયો છે નઉતમ રાસ. માતા આશા૦ ૧૦
કનક ગરબો શીર ધરયોજી;
આવ્યો છે ચાચર ચોક. માતા. આશા૦ ૧૧
જોવા આવ્યા છે સરવે દેવતાજી;
ધન્ય ધન્ય કહું દેવલોક. માતા આશા૦ ૧૨
ઇંદ્ર ઇંદ્રાણી જોવા આવીયાજી;
આવ્યા સ્વર્ગ થકા સર્વ દેવ. માતા આશા૦ ૧૩
બ્રહ્મા વિષ્ણુ જોવા આવાયાજી;
આવ્યા કૈલાસ થકી માહાદેવ. માતા આશા૦ ૧૪
તીયાં ગાંધર્વ ગાન કરે ઘણાજી;
તીયાં નારદ તુમર વાય. માતા આશા૦ ૧૫
તીયાં જય જય બ્રહ્મા ઉચરેજી:
તીયાં પુષ્પની વ્રષ્ટા થાય. માતા આશા૦ ૧૬
સંવત સતર એકાણુંવોજી;
ઉતમ આસો માસ માતા આશા૦ ૧૭
તીથી તેરશ શનીવારછેજી,
શીવરામ તાંગે દાસ. માતા આશા૦ ૧૮
ગાય શીખેને સાંભળેજી,
તેનો કઇલાશ હોજો વાસ. માતા આશા૦ ૧૯

આશાપુરીને આરાધશેજી,
તેનો વઇકુંઠ હોજો વાસ. માતા આશા૦ ૨૦



## આનંદનો ગરબો.

આજ મને આનંદ વાધ્યો અતી ઘણો મા,
ગાવા ગરબા છંદ બહુચર માત તણો મા; ૧
સરવે આળ પંપાળ, અપેક્ષા આણી મા,
છો ઇચ્છા પ્રતિપાળ દયો અમૃત વાણી મા; ૨
સ્વરગ મૃત્યું પાતાળ વાસ સકળ તારો મા;
બાળ કરી સંભાળ, કર ઝાલો મારો મા. ૩
તોતળા મુખ તન, તોતોનો કહે મા;
અરભક માગે અન, નીજ માતા મન લે મા. ૪
નહી સવ્ય અપસવ્ય કહી કાંઇ જાણુ મા;
કળી કહાવ્યા નાથ મન મિથ્યા આણુ મા. ૫
કુલજ કુપાત્ર કુશિલ, કરમ અકરમ ભરયો મા;
મુરખમાં અણુમીલ, રસ રટવા વિચારયો મા. ૬
મુઠ પ્રમાણે મત્ય, મન મીથ્યા વાપી મા;
કોણ લહે ઉતપત્ય, વિસ્વ સહુમાં વ્યાપી મા. ૭
અકલ પરમ પ્રચંડ પ્રબળ નીપજ પ્રોઢુ મા;
પુરણ પ્રગટ અખંડ, અજ્ઞ થકો કહ્યુ મા. ૮
અરણુન કોણ પાત્ર, અ-લે કરી આણુ મા;
પામુ નહી પલ માત્ર, મન જાણુ નાણું મા ૯
રસના જુગમા હજાર, તે રટતે હારયો મા.
ઈશ અંશ લગાર, લઇ મન મથ મારયો મા. ૧૦

મારકંડ મુનીરાય. મુખ માહાતમ ભાખ્યું મા;
જુઇ મુની રૂષી જેરાય, ઉર અંતર ભાખ્યું મા. ૧૧
અણગણ્યુ ગુણગતી ગોત, એશ ખરો ન્યારો મા;
માત જાગતી જોત, જગ હુળતો પાળો મા. ૧૨
જશ તરૂણવત ગુણ ગાય; કહુ ઉડળ ગુડગ મા.
ભરયા ભુવી બે હાથ એ[illegible] ઉડળ મા. ૧૩
પીગ નમાવી શીશ કહુ. વેલુ ગાંડુ મા;
માત ન ધરશો રોસ છે બોલુ ખાકુ મા. ૧૪
આદી નીરંજન એક, અલખ અકલ ગાણી મા;
તુજથી અવર અનેક, વિસ્તરનાં જાણી મા. ૧૫
શકિત સાર[illegible] સ્વરુપ, સેજ સ્વભાવ અલ્પ મા;
કવચિત કરૂણા [illegible], કૃત કૃત કોટી કલ્પ મા. ૧૬
માતંગી મન મુક્ત, રમવા કિધુ મન મા;
જોવા જુગતી અજુક્ત, રચિયાં ચઉદ ભુવન મા. ૧૭
નીર ગગન ભુતેજ, [illegible] કરી નિરમાયો મા;
મારૂત વગ જે જળ, ભાંડ કરી ભરમાયો. મા. ૧૮
તત્ક્ષણ તનથી દેહ, ત્રણ કરી પેદા મા;
ભવ કૃત કરતા જેહ, સારજે પાળે સદા મા. ૧૯
પ્રથમ કરયો ઉચ્ચાર. વેદ ચાર વાચક મા;
ધરમ સમસ્ત પ્રકાર, ભુલાણવા લાયક મા. ૨૦
પ્રગટી પાંચ મહા ભુત, અવર સરવ જેકે મા;
શકિત સરવ સંજુક્ત, શકિત વિના નહી કો, મા. ૨૧
મુળ મહી મંડાણ, મહા મહેસ્વરી મા;
જગત ચરાચર જાણ, જય વિસ્વેસ્વરી મા. ૨૨
જય મધ્યે જળસાય; પોઢયા જગજીવન મા;

બેઠાં અંતરીક્ષ આઇ, ખોળે રાખી તન મા. ૨૩
વ્યોમ વિમાનની વાટ, ઠાઠ ઠઠયો અછો મા;
ઘટ ઘટ સરખે ઘાટ, કાચ બન્યો કાચો મા. ૨૪
અજરજ ગુણ અવતાર, આકારે જાણી મા;
નીરમીત હીત નરનાર, નખ શીખ નારાયણી મા. ૨૫
પનગને પશુ પંખી, પૃથક પ્રથક પ્રાણીમા;
જુગ જુગ માંહે ઝંખી, રૂપે રૂદ્રાણીમા. ૨૬
ચખે ચંચળ ચઇતન, વચ આંકુની ટીકામા,
જણાવવા જન મન, મધ્ય માતા 'કીકી મા. ૨૭
અન્નચર તણચર વાયુ, ચરવારી ચરતા મા;
ઉદર ઉદર ભરી આય, તું ભવની ભરતા મા. ૨૮
જો તમોને સત્ય, ત્રિગુણાત્મ ત્રાતા મા;
ત્રીભુવન તારણ તત્ત, જગત તણી જાતા મા. ૨૯
જયાં જેમ ત્યાં ત્યમ રૂપ, તેજ ધર્યાં સઘળે મા;
કોટિ કરિધ્યા ધુપ, કોઇ તુજને ના કળે મા. ૩૦
મેરૂ શિખર મહિમાય, ધોળાગઢ પાસે મા;
બાળી બહુચર આઇ, આદ વસો વાસો મા; ૩૧
ન લહે બ્રહ્મા ભેદ, ગુણગતિ તાહરી મા;
વાણી વખાણે વેદ, શી મતી માહરી મા. ૩૨
વિસણુ વિમાસી મન ધન્ય એમ ઊચરીયાં મા;
અવર નહી તુંથી અન્ય, બીજી બહુચરીયાં મા. ૩૩
માને મન મહેશ, માત મયા કિધે મા;
જાણે સુરપતિ શેષ, સહુ તારે લીધે મા; ૩૪
સહસ્ર ફણાધર શેષ, શકિત સબળ સાધી મા;
નામ ધરયું નાગેશ, કીરતી તો વાધી મા. ૩૫

મછ કછ વારાહ, નૃસિંહ વામન થઇ મા;
અવતારો તારાહ, તે તુજ મહાત્મ હઇ મા. ૩૬
ફરશુરામ શ્રીરામ, રામ બળી બાળ જે મા;
બુધ કલંકી નામ, દશ વિધ ધરી દેહ મા. ૩૭
મધ્ય મથુરાંથી, બાળ ગોકુળ તો પોતુ મા;
તેં નાખી મોહજાળ, બીજુ કોઇ નોતું મા. ૩૮
કૃસ્ણ કૃસ્ણ અવતાર, કળી કારણ કીધુ મા;
ભકિત મુકિત દાતાર થઇ દરશન દિધુ મા. ૩૯
વ્યંડળને વળી નાર, પૃરૂષપણે રાખ્યાં મા;
એ અચરજ સંસાર, સૃતિ સ્મૃતિએ ભાખ્યાં મા. ૪૦
જાણી વ્યંડળ કાય, જગમાં અણુજુકતી મા;
મા મોટે મહીમાય, ઈંદ્ર કથે ચુકતી મા. ૪૧
મેહરાગણ નથી મેર, કીધો રવઇયો સ્થીર મા;
કાઢયાં રત્ન એક તેર, વાસુકીનાં નેતર મા, ૪૨
સુર સંકટ હરનાર, શેવકને સનમુખ મા;
અવગતી અગમ અપાર, આનંદી નીધ્રી સુખ મા. ૪૩
જનકાદીક મુની સાથ, શેવે વિવિધ વિધે મા;
આરાધી નવ નાથ, ચોરાશી સીધે મા. ૪૪
આવી અયોધ્યા ઇશ, નામી શીશ વળાં મા;
દસ મુસ્તક ભુજ વીશ છેદી શીત મળયા મા. ૪૫
નરૂપ ભીમકની કુમાર, તમ પુજે પામી મા.
રૂક્ષમણી રમણ મુરાર, મન ગમતો સ્વામી મા. ૪૬
રાખ્યા પાંડુ કુમાર, છાના સ્રી સંગે મા;
ત્યાં વરસ એક બાર, વામા તમ અંગે મા. ૪૭
બાંધ્યો તન પ્રદુમન છુટે નહીં કેથી મા;

સમરી પુરી સંખન, ગયો કાળા ગરેહેથી મા. ૪૮
વેદપુરાણ પ્રમાણ, શાસ્ત્ર સકળ સાખી મા;
શકતી શ્રષ્ટી મંડળ સરવ રહ્યાં રાખી મા. ૪૯
જ્યાં જ્યાં જુકતી જોઈ, ત્યાં ત્યાં તું તેવી મા;
સમવીત ભ્રમતવીત ખોઈ, કહી ન શકુ કેવી મા. ૫૦
ભુત ભવીશ વરતમાન, ભગવતી તું ભવની મા;
આદ મધ્ય અવશાન, આકાસે અવની મા. ૫૧
તીમીર હરણ શશી શુર, તે તારો ધોકો મા;
અમી અગ્ની ભરપુર, થઇ પીખો શોખો મા. ૫૨
ખટ રૂતુ રસ ખટ માશ, દવાદશ પ્રતીબંધે મા;
અંધકાર ઉજાશ, અનુક્રમ અનુ સાધે મા. ૫૩
ધરતી તળ ધન્ય ધન્ય, ધ્યાન ધરે નાવો મા.
પાણી પ્રજા પ્રજન અગુર્ચાંતચ્યાં આવો મા. ૫૪
સકળ સમૃધી સુખદાઇ, પય દધિ ધરૂત માંહી મા;
શરવે રસ સરસાઈ, તું વીણ નહીં કાંઈ મા. ૫૫
સુખ દુખ બે સંસાર, તારાં નીપાયાં મા;
બુદ્ધિ બળને બળે આહાર, ઘણું ડાહ્યાંવાયાં મા. ૫૬
ક્ષુધા તૃષા નિંદ્રાય, લઘુ જોબન વૃધા મા;
શાંતીસુર સીનાય તું સઘળે સીધ્યા મા. ૫૭
કામ ક્રોધ મોહે લોભ, મદ મતસર મમતા મા;
તરૂસણાથી સ્થીર થોભ. શરમ ધરે શમતા મા. ૫૮
અરધ ધરમને કામ, મોક્ષ તું મોહ માયા મા;
તન મનનો વીસરામ, ઉર અંતર છાયા મા. ૫૯
ઉદે ઉદ્ધારણ અસ્ત, આદ્ય અનાદેની મા;
ભાષા ભુર સમસ્ત, વાક વીવાદેની મા. ૬૦
હરખ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવીત વીત તું મા;

ભાવ ભેદ નીજ ભાસ્ય, ભકતી ભલી ચીત તું મા. ૬૨
ગીત નરત વાજીંત્ર, તાળ તાન માને મા;
જાણી વીવીધ વીચોત્ર, લેણ અગણીત ગાને મા.
રતી રસ વાલસ વિલાસ આશ સકળ જગની મા;
તન મન ધન મધ્ય વાસ, મન મોહ માયા મગની મા ૬૩
જાણ અજાણે જગત, બે બાંધાં જાણું મા;
જાવજી સકળ આ અષ્ટ સઉ સરખાં માણે મા. ૬૪
વીવીધ ભોગ મરજાદ, જમ દાખ્યું ચાખ્યું મા;
અથ સુરત નિરવાદ, પદ પોતે રાખ્યુ મા.
જળ થળ શાખા પત્ર, પુષ્પ ફળે ફરતો મા.
પુરણ માત્ર એક અલ, રસ બ વિચરતી મા. ૬૬
નીપટ અટપટી વાત નામ કહું કોનું મા;
સરજી સાતે ધાત, માત અધિક સોનું મા. ૬૭
રતન મણીક માણીક, નંગ મઢયાં મુકતા મા;
આભા અટ અધિક, અન્ય ન સજુકતા મા. ૬૮
નીલ પીલ આકરત, શામ સ્વેત સરખા મા;
ઉભય વ્યકત અવ્યકત, જગ જેવી નીરખી મા. ૬૯
નાગ જે અષ્ટકુલ આઠ, હીમાચળ આદે મા;
પવન ગવન ઠેલી ઠાઠ, તુજ રચીતા બાધે મા. ૭૦
વાપી કુંપ તળાવ, તું સરીત સીંધુ મા;
જળ તારણ જે નાવ તું તારણ બંધુ મા. ૭૧
વ્રક્ષ વન ભાર અઢાર, ભુ ઉપર ઉગ્યાં મા;
કૃત્ય કરમ કરતાર, કોશ લીધી લાકુ મા. ૭૨
જડ ચઈતન અભીમાન, અંશ અંશ ધારી મા;
માનવી મોટે માન, એ કરણી તારી મા. ૭૩
વરણ ચાર વીવી કરમ ધરમ સંહીત થાપી મા;

એને બાર અપરંમ, અનુચરવર આપો મા. ૭૪
વાક્ય વહુની નીરાસ, મુખ માતા પોતે મા;
તરૂપ્તે આશ માત, જગત જોતે મા. ૭૫
લખ ચોરાશી જંત, સઉ તારા કીધા મા;
આણ્યો અસુરનો અંત, દંડ ભલા દીધા મા. ૭૬
દુસ્ટ દમ્યા કઇ વાર, દારૂણ દુખ દેતા મા;
દઇત કરયા સંહાર, જાગ જગન લેતાં મા. ૭૭
શુધ કરણ સંસાર, કર ત્રીશુળ લીધું મા;
ભુમીતણે શીરભાર, હરવા મન કીધું મા. ૭૮
બહુચર બુધી ઉદાર, ઉદાર, ખલ ખોળી ખાવા મા
અંતઃકરણ ભવપાર, સાદ કરે સાવા મા. ૭૯
અધમ ઉધારણ હાર, આસનથી ઉઠી મા;
રાખણ વ્યવહાર બુધી બાંધી મુઠી મા. ૮૦
આણી મન આણંદ, મા માંડયાં પગલાં મા;
તેજ કીરણ રવી ચંદ્ર, દો નાનાં ડગલાં મા. ૮૧
ભરયા કદમ બે ચાર, મદમાતી મદઝર મા;
મનમાં કરિ વિચાર, તડાવ્યો અનુચર મા. ૮૨
કુરકટ કરીઆ રોહ, કરૂણાકર ચાલી મા;
નખ પંખી મેટયોહ, પ્રથ્વી હાલી મા. ૮૩
ઉડીને આકાશ, થઈ અદભુત આવ્યો મા;
અધ્યક્ષણમાં એક શ્વાસ, અવનીતલ લાવ્યો મા. ૮૪
પાપી કરણ નીપાત, પ્રથ્વીપડ માંહી મા;
ગોઠયું મન ગુજરાત, ભીલાં ભડ માંહી મા. ૮૫
ભોગી ભવાની માય, ભાવ ભલે ભાળે મા.
કીધી ઘણી કૃપાય, ચુંવાળે આળે મા. ૮૬
નવખંડ ન્યાળી નેટ, નજર વજર પેડી મા;
ત્રણ ગામ તર ભેટ, ઠેઠ ઠરી બેઠી મા. ૮૭

સંચક સરણાં કાજ, શંખલપુર શેડે મા;
ઉઠયો એક અવાજ, દેરાણા નેડે મા. ૮૮
આવ્યા અસરણ શરણ, અતી આનંદ ભરયાં મા;
ઉદ્દીત મુદ્દીત રચી કરણ, દસ દીસ જસ પસરયાં મા. ૮૯
સકળ સમય જગ માત, બેઠાં ચિત સ્થિર થઈ મા;
વસુધામા વીખીયાત, વાત વાયુ વીધી ગઈ મા. ૯૦
જાણે જગ બધુ જોર, જગ જગ જનની જોખે મા;
અંધીક ઉડાડયો સોર, વાસ કરી ગોખે મા. ૯૧
ચાર ખુંટ ચોખાણ, ચરચા એ ચાલી મા;
જન જન પ્રીતી મુખવાણ, બહુચર બલધારી મા. ૯૨
ઉદો ઉદો જયકાર, કીધો નવખંડે મા;
મંગલ વરત્યાં ચાર, ચઉદે બ્રહ્માંડે મા. ૯૩
ગાજ્યા સાગર સાત, દુધે મેહ વુઠયા મા;
અધર્મી ધર ઉતપાત, સઉ કીધા જુડા મા. ૯૪
હરખ્યા સુરનર નાગ, મુખ જોઇ માતાનું મા.
અતી લોકી અનુરાગ. મન મુની સરખાનું મા. ૯૫
નવ ગ્રહ નમવા કાજ. પાગ પળી આવ્યા મા;
ઉપર ઉતારવાજ, મણી મુકતાં લાવ્યા મા. ૯૬
દશ દીશના દીગપાળ, દેખી દુઃખ વામ્યા મા;
જનમ મરણ જંજાળ, મટતાં સુખ પામ્યાં મા, ૯૭
ગુણ ગાંધર્વ જશ ગાન, નરત કરે રંભા મા;
સુગ સ્વર સુણતાં તાન, ગતી થઇ ગઇ સ્થંભા મા. ૯૮
ગુણનીધી ગરબો જેહ, બહુચરમા કેરો મા;
ધારે ધારી દેહ, સફલ ફરે ફેરો મા. ૯૯
પામે પદાર્થ પાંચ, શ્રવણે સાંભલતાં મા;
નાવે ઉની આંચ, દાવાનળ બળતાં મા. ૧૦૦

શસ્ત્ર ન અડકે અંગ, આદ્ય શકિત રાખે મા;
નીત્ય નીત્ય નવ તે રંગ, ધર્મ કર્મ પાખે મા. ૧૦૧
જળ જે અફલ અઘાત, ઉતારે બેડે મા;
ક્ષણ ક્ષણ નીસ દીન, પ્રાત ભવ સંકટ ફેડે મા. ૧૦૨
ભુત પ્રેત જાખુક, વ્યંતર ડાકીણી મા;
નાવે આડી અચુક, સમરે સાકીણી મા. ૧૦૩
ચરણ ભરણ ગતી ભગ, ખાગ પંખવાળે મા;
ગુંગ પંગ મુખ અંગ, વ્યાધી બધી ટાળે મા. ૧૦૪
શેણ વીહીણા નેણ, નેહે નેણા આપે મા;
પુત્ર વીહુણા કેહેણ, કઈ મેણાં કાપે મા. ૧૦૫
કળી કલ્પતરૂ ઝાડ, જે જાણે તેને માં;
ભકત લડાવા લાડ, પાડ વીના કેને મા. ૧૦૬
પ્રગટ પુરૂષ પુરશાઈ, તું આપે પલમાં માં;
ઠાલાં ઘેર ઠકરાઇ, દોહલ હલભલમાં મા. ૧૦૭
નીરધનને ધન પાત્ર, તું કરતાં શું છે મા;
રોગ દોષ દુખ માત્ર, તું હરતા શું છે મા. ૧૦૮
હય ગજ રથ શુખપાલ, આલ વીના અજરે મા;
બારેહ બહુચર બાલ, ન્યાલ કરે નજરે મા. ૧૦૯
ધરમ ધજત ધન ધાન, ન ટળે ધામ થકી મા;
મહીપતો દેખું માન, માના નામ થકી. મા. ૧૧૦
નર નારી ધરી દેહ, જે હેતે ગાશે મા;
કુમતી કર્મ કૃત ખેહ, થઇ ઉડી જસે મા. ૧૧૧
ભગવતી ગીત ચરિત્ર, નીત્ય સુણસે કાને મા;
થઇ કુળ સહીત પવીત્ર, ચડશે વેમાને મા. ૧૧૨
તુંથી નથી જે વસ્ત, તેથી તને તરપુ મા;
શ્રુરણ પ્રગટ પ્રસ્ત, શી ઉપમા અરપુ મા. ૧૧૩

વારંવાર પ્રણામ, કરજોડી કીજે મા;
નીરમળ નીશ્ચય નામ, જનનીનું લીજે મા. ૧૧૪
નમો નમો જગ માત, નામ સહસ્ત્ર તારે મા;
માત તાતને ભ્રાત, તું સરવે મારે મા. ૧૧૫
સંવત સત દશ સાત, નેવું ફાલ્ગુણ શુધે મા;
તીથી તૃતીયા વિખ્યાત, સૂભવાસર બુધે મા. ૧૧૬
રાજનગર નિજ ધામ, પુર નવીન મધે મા;
આઈ આદ્ય વિશ્રામ, જાણ જગત બધે મા. ૧૧૭
કરી દુરલભ સુલ્લભ, રહુંછું છેવાડો મા;
કરજોડી વલ્લભ કહે ભટ મેવાડો મા. ૧૧૮

---

## શીવ શકતીનાં આરતીઓ ગરબો. ૨૬

જે આદ્ય શકિત મા, જે આદ્ય શક્તિ;
અખંડ બ્રહ્મંડ નીપાવ્યા, પડવે [illegible] મા.
જયો જયો મા જગતંબે.
દ્વીતીયા બે સ્વરૂપ, શીવ શકતી જાણું મા;
બ્રહ્મા ગણપતિ ગાવું, હરી ગાઉં હરી મા. જયો૦ ૨
તૃતીયા ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠાં મા,
ત્રયસ્થકા તરવેણી તું તરવેણી મા જયો. ૩
ચોથ ચતુરા મહા લક્ષમાજી, સચરાચર વાપ્યાં મા;
ચાર ભુજા ચો દશા, પ્રગટ્યાં દક્ષિણમાં. જયો૦ ૪
પંચમી પંચ રૂષી પંચમ ગુણ પદમા મા;
પંચ સહસ્ત્ર ત્યાં સોહીએ. પંચે તત્વે મા. જયો. ૫
ષસ્ટી તું નારાયણી, મહીશાસુર મારીયો મા;
નર નારીને રૂપે, વ્યાપ્યાં સઘળે મા; જયો૦ ૬

સાતમી સપ્ત પાતાળ, શાચીની શેના મા,
ગઉ ગંગા ગાયત્રી, ગઉરી ગીતા મા; જયો૦ ૭
અષ્ટમી અષ્ટ ભુજા, આઇ આનંદા મા,
સુરવર મુનીવર જનરયા, દેવ દઇત્યે મા; જયો૦ ૮
નવમી નવકુળ નાગ, સેવે નવદુરગા મા,
નવરાત્રીનાં પુજન, કીધાં છે બ્રહ્મા મા! જયો૦ ૯
દશમી દશ અવતાર, જય વીજીયા દશમી મા,
રામા રામ રમાડયા, રાવણ રોળ્યો મા; જયો૦ ૧૦
એકાદશી અગીયારશ, કાત્યાયની કામા મા,
કામદુરગા કાળીકા, શ્યામા ને રામા; જયો૦ ૧૧
બારશે બાલા રૂપ, બહુચરી અંબા મા,
બટુક ભેરવ સોહીએ, તારા છે તુજમાં. જયો૦ ૧૨
તેરશે તુળજા રૂપ, તું તારૂણી માતા મા,
બ્રંમા વીશણું સદાશીવ, ગુણ તારા ગાતા. જયો૦
ચોદશે ચોદે રૂપ, ચંડી ચામુંડી મા,
મારકંડે વખાણ્યાં; ગાઈ શુભ કવિતા; જયો૦ ૧
પુનમે પુરણ કરી, સ્થંભાવતી નગરી મા,
વરી તે માંહી વખાણી, શુણી કરજો કરૂણા;જયો૦ ૧૫
સંવત સત્તાવન સોળે. તીથી ભાવે મા,
સંવત સોળે પ્રગટી, રેવાની તીરે. જયો૦ ૧૬
શીવશકતીનો આરતી. જે ભાવે ગાશે મા:
ભણે શીવાનંદ સ્વામી, સુખ સંપત્તી થાશે જયો૦ ૧૭



# જાહેર ખબર.

આથી સરવે લોકોને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલા કાયદાઓની ચોપડીઓ અમદાવાદમાં સમસેર બાહાદુર છાપખાનામાં, રોકડી કીંમતથી વેચાતી મળશે.

| | |
|---|---|
| ફોજદારી સંગ્રહ. | ૪—૧—૦ |
| પેનલકોડ ટીકા સાથે. | ૦—૧૨—૦ |
| ક્રીમીનલ પ્રોસીજરકોડ ટીકા સાથે | ૧—૪—૦ |
| પુરાવાનો કાયદો ટીકા સાથે. | ૦—૧૦—૦ |
| અપરાધ બોધક. | ૦—૧૨—૦ |
| સીવીલ પ્રોસીજરકોડ ટીકા સાથે. | ૨—૮—૦ |
| કરાર બાબતનો કાયદો ટીકા સાથે. | ૦—૪—૦ |
| દીવાની કાયદો ટીકા વગરનો. | ૦—૧૨—૦ |
| મુદતનો કાયદો. | ૦—૪—૦ |
| રજીસ્ટરનો કાયદો. | ૦—૪—૦ |
| રેવન્યુ કોડ. | ૦—૬—૦ |
| હીંદુલા. | ૨—૮—૦ |
| મુસલમાની કાયદો. | ૧—૮—૦ |
| મુંબાઇ મદ્રાસ અને કલકત્તાની હાઇકોરટોના ફોજદારી ફેંસલાઓનો સગ્રહ. | ૭—૦—૦ |

એ શીવાય બીજાં ઘણી જાતનાં પુસ્તકો કીફાયત ભાવથી મળશે.